# અર્પણ



જીવનમા જેણે નવલા આદર્શો આપ્યા છે
નવા મૂલ્યો મૂલવ્યા છે અને પ્રેરણાની મૂર્તિ
બનીને નિરંતર ઉભી છે એવી જીવનસખી

**શ્રીમતી હંસા ગાંધીને**

પરમ સ્નેહપૂર્વક

જેમાં સ્ત્રી અને પુરૂષ સરખે હિસ્સે ભાગીદાર
ન હોય એવી કોઇ સંસ્કૃતિ જ ન હોઇ શકે. એ
બન્નેના સંયુક્ત પ્રયાસો વડે જેનું ઘડતર ન થયું
હોય એવો કોઈ રાષ્ટ્ર જ ન હોઈ શકે. જેમાં પુરુષ
અને સ્ત્રીએ સાથે બેસીને કાર્ય પરત્વે યોજનાઓ
ન ઘડી હોય એવી કોઇ ઐક્યતા જ ન હોઈ શકે
અને જ્યાંસુધી સ્ત્રી અને પુરુષ સાથે પગલાં ભરીને
આગેકૂચ નહિ કરે ત્યાંસુધી આઝાદી પણ નહિ આવે.

—વિજયાલક્ષ્મી પંડિત

## મારું કથિતવ્ય

શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડિતના જીવનમાં પારસમણિ જેમ અનેક પાસાં ઝબકે છે. તેઓ અગ્રણી લેખિકા છે, સુંદર વકતા છે, એમના શબ્દોમાં અજબ સ્પર્શ છે, કોઇ કોઇ વાર તેમની વાણી શ્રીમતી સરોજિની નાયડુની જેમ કવિતામય લાગે છે, તો કોઇ વાર એમાથી અંગારા વરસતા લાગે છે. એ બધું છે છતાં એ સર્વ મહત્તાઓનું પરમ શિખર એમની માનવતા છે. માનવતાનો એ પોકાર એમના પ્રત્યેક શબ્દમાં, વાણીમાં, વર્તનમાં અને લેખનમાં સંભળાય છે. માનવતાની એ પ્રચંડ પ્રચારક, નારી-આદર્શની વિરલ વિભૂતિની આ જીવનકથા માટે વધુ ન કહેતાં રજુ કરું છું.

કરાચીઃ
સમરસેટ સ્ટ્રીટ
કેમ્પઃ

સુરેશ ગાંધી



# ગાંધીયુગનું

## રાષ્ટ્રીય–સાહિત્ય

સસ્તી કિંમતે ઘેર બેઠાં મેળવી લ્યો

| | કિંમત | વી. પી. પોસ્ટેજ |
|---|---|---|
| ૧ ભારતમાં અંગ્રેજી અમલ | રૂા. ૩–૮ | ૦–૮–૦ |
| ૨ મૌલાના અબુલ કલામ આઝાદ | રૂા. ૨–૮ | ૦–૬–૦ |
| ૩ નેતાજી ( પાંચમી નવી આવૃત્તિ ) | રૂા ૩–૮ | ૦–૮–૦ |
| ૪ રણચંડી કેપ્ટન લક્ષ્મી | રૂા. ૨–૦ | ૦–૬–૦ |
| ૫ વીરાંગના અરૂણા અસફઅલી | રૂા. ૨–૦ | ૦–૬–૦ |
| ૬ ભારતની એકતા ( પંડિત જવાહરલાલ નહેરૂ ) | રૂા. ૨–૮ | ૦–૮–૦ |

## ....અ નુ ક્ર મ....



પૃષ્ઠાંક

# આઝાદીનાં એલચી

**શ્રીમતી સરોજની** નાયડુ, કમલાદેવી ચટ્ટોપાધ્યાય તેમજ અરૂણા અસફઅલીની જેમ શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત માટે પણ હિંદ આજે મગરૂર છે. યૌવનમાં પ્રવેશતાં જ ગાંધીજીની સત્યાગ્રહની ચળવળમાં જોડાઇ કારાવાસોની પરંપરાઓ ભોગવ્યા પછી પણ આજ એમના પ્રાણમાં હિંદની આઝાદીની એજ અખૂટ જ્વાલા સળગે છે. એક વાર શ્યામરંગે શોભતા એમના વાળ આજે રૂપાના તાર જેવા શ્વેત બન્યા છે છતાં એમની સુકુમારતા અને દઢતા હજુ અગાઉના જેવાં જ છે. કોઈ પણ જાતની કડવાશ દેખાડયા વગર એમણે હંમેશાં બ્રિટિશ સરકાર સામે અણનમ યોદ્ધાની જેમ ઝુઝયા કર્યું છે, ક્યારેક પણ નિરાશ થઇને, નમતું આપીને શરણાગતિ સ્વીકારી નથી. આઝાદીના આ યજ્ઞમાં એમણે અનેક ભોગો આપ્યા છે. એકવારના આનંદભુવનમાં અપૂર્વ આનંદ અને ઉલ્લાસના વાતાવરણમાં રાચતાં એમનાં પ્રિયસ્વજનોને એમણે એક પછી એક મૃત્યુના ક્રૂર હાથમાં મરવા દીધાં છે, જ્યારે એમની હાજરીની ખાસ અગત્ય હતી એવા પ્રસંગોએ એ સ્વજનોની સાનિધ્યમાં એ રહી શકયાં નથી, એમનાં આંસુ લૂછી શકયાં નથી, એમને દિલાસો આપી શકયાં નથી.

હિંદની આ મહાન પુત્રી આજે સગૌરવ તાજેતરમાં અમેરિકાથી પાછી ફરી છે. હિંદની ભૂમિ પર પગ મૂકતાં જ એમના બચપણના અને યૌવનના સંસ્મરણો તાજાં થાય એ સ્વાભાવિક છે. છતા પથ્થર જેવું કઠોર હૈયુ કરીને એમણે પોતાના પ્રિયજનો કરતાં હિંદમૈયાની આઝાદીના પ્રશ્નને સૌથી મોખરે રાખ્યો છે. એ સહૃદયી માતા , એથી વધુ સુપ્રસન્ન પત્ની છે. ઘરના રચનાત્મક વાતાવરણના એ પ્રાણ છે. રાજકારણમા એમનો સમય વધુ પ્રમાણમાં રોકાયેલો હોવા છતાં તેઓ પોતાના ગૃહ અને બાળકો પ્રત્યે પણ એટલાજ સજાગ રહે છે.

એમના જીવનના અનુભવો અને કથાપ્રસંગોમાંથી **શ્રી** વિજયાલક્ષ્મી પંડિત આપણા વર્તમાન સમયની એક જવલંત પ્રતિમા તરીકે બધાને વશ કરતાં હોય એવા લાગે છે કૌટુંબિક આધિઉપાધિઓ સાથે રાષ્ટ્રનો પોકાર જાણે સતત સંભળાયા કરે છે. લાગણીઓના ભીના સ્પર્શ સાથે ધૈર્ય પણ વારંવાર ડોકાયા કરે છે અને આશાની વેલ જાણે પાગરતી જતી હોય એમ લાગે છે. એમની એ આશા અંધારામા પણ ચમકારા મારતી હોય એમ લાગે છે. એ કહે છે મુક્તિનું પ્રભાત ઉઘડતું આવે છે. આઝાદી માટેની એમની રણગર્જનામાં જો કે કડવાશ નથી છતા એ આઝાદી કોઈપણ ભોગે આવવીજ જોઈએ. મુક્તિના એ સત્યને આઘુ ઠેલી શકાય એમ નથી. હિંદનો પ્રશ્ન એ વિશ્વસમસ્તની પ્રજાઓનો પ્રશ્ન છે. અને હિંદની લડત એ જ સચ્ચાઇના આધારે લડાઇ રહી છે

"અમેરિકાથી વિમાનમાર્ગે હિંદ આવતાં જ કાનપુરમાં એમને સત્કારવા એકત્ર થયેલી વિરાટ માનવમેદની સમક્ષ

અમેરિકામાં એમણે હિંદવિષે જે કાર્ય કર્યું એની રૂપરેખા ટુંકામાં દોરતાં કહ્યું કે "એક વાર આપણે મહાન પ્રજા હતા અને ફરીથી આપણે મહાન થવું છે. આપણે અવનતિની ગર્તામાંથી ઊઠવાનું છે. હિંદની આઝાદીનો પ્રશ્ન એ આજે હિંદી પ્રશ્નજ નથી રહ્યો, એ તો એશિયાઈ પ્રશ્ન, બલ્કે પૃથ્વી પરની તમામ ગુલામ પ્રજાઓનો પ્રશ્ન બની ગયો છે.

"આપણી સંસ્કૃતિ વિશ્વશાંતિ તરફનો માર્ગ ચીંધી શકે તેમ છે. જે લોકોએ તાજેતરમાં રક્તસ્નાન કર્યું છે તે વિશ્વશાંતિ, લોકશાસન અને આઝાદીનું નામ લઈ શકે નહિ. આ સૂત્રો તો ભોળા લોકોને ભરમાવવા માટે ઊભાં કરવામાં આવ્યા હતાં. પૃથ્વીપર જ્યા જ્યાં ગોરા શાહીવાદીઓનું રાજ્ય છે, ત્યાં ત્યાં તેમના ગુલામ દલિતો, પીડિત લોકો માટે પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટે કહેલા ચાર સ્વાતંત્ર્યોમાંનું એકપણ સ્વાતંત્ર્ય છે ખરૂં?

"અમેરિકામાં મને ઘણાં સ્વાતંત્ર્યપ્રેમી લોકોએ પૂછ્યું હતું કે ઈન્ડોનેશિયા અને હિંદી ચીનમાંના સ્વાતંત્ર્યપ્રેમી યોદ્ધાઓને દાબી દેવામા હિંદી સૈનિકો શા માટે જોડાય છે? આ પ્રશ્નનો સંતોષકારક જવાબ આપતા મને શરમ થઇ હતી. હિંદ આવતી વખતે મારી સાથે સીયામ અને જાવાના માણસો હતા, તેઓ હિંદને સ્વતંત્ર જોવા ઇચ્છતા હતા, જેથી આપણી મદદ દ્વારા તેઓ પણ પોતાનું સ્વાતંત્ર્ય મેળવી શકે. એ વિના તેઓ વિદેશી ધૂંસરીમાંથી છૂટી શકે નહિ એમ તેઓ માને છે.

"હું અમેરિકા ગઇ તે પહેલાં તો ત્યાંના લોકોએ બંગાળાના ભયંકર દુકાળ વિષે કાંઇ સાંભળ્યું નહોતું. જ્યારે જાણ્યું ત્યારે

તેમને નવાઇ લાગી કે આવા બનાવો બનતા હોય ત્યાં સરકાર કેમ ટકી શકે ? આ બધી બ્રિટિશ પ્રચારની અસર છે. ક્રિસ્કો પરિષદની સમક્ષ અમે જે યાદી રજૂ કરી હતી તેની દસહજાર નકલો મુદ્રણખંડમાંથી ભેદી રીતે ગુમ થઈ હતી."

શ્રીમતી વિજયાલક્ષ્મીના આ કથનમાંથી જાણવા મળે છે કે બ્રિટિશ પ્રચારકોએ અમેરિકા અને અન્ય દેશોની પ્રજાઓને હિંદની વાસ્તવિક સ્થિતિથી બિલકુલ અંધારામાં રાખી છે. હિંદવિષે જુઠ્ઠો પ્રચાર કરવામાં તેઓ લાખો રૂપિયાનો ધૂમાડો કરે છે. શ્રીમતી વિજયાલક્ષ્મીએ ૧૯૪૫માં અમેરિકાના બધા રાજ્યોનો પ્રવાસ કરીને ત્યાં હિંદ વિષે પ્રવર્તી રહેલું ઘોર અજ્ઞાન દૂર કર્યું હતું, અને બ્રિટિશ રાજ્યઅમલ નીચે હિંદની પ્રજા કેવી કચડાઇ રહી છે, કેમ શોષાઈ રહી છે વગેરેનો અવિસ્તાર અહેવાલ રજુ કર્યો હતો. અમેરિકાના એકેએક જાહેર સ્થળોમાં અને પ્રવચનગૃહોમાં સભાઓ ભરીને એમણે હિંદની આઝાદીના પ્રશ્નને અગત્યનો બનાવ્યો હતો, અને આઝાદીની એ લડત કેટલી ન્યાયી અને રીતસરની છે એ દલીલો દ્વારા જણાવ્યું હતું.

એક પ્રકારની સનસનાટી ફેલાઈ ગઈ હતી. યાદીએ એ બધાંને હચમચાવી મૂક્યાં એટલુંજ નહિ એ દ્વારા શ્રીમતી પંડિતે હિંદી લોકમતનું સુપ્રસન્ન વાતાવરણ ઊભું કર્યું; અને અમેરિકન પ્રજા હિંદી પ્રશ્નોમાં વધુ ને વધુ રસ લેતી થઈ. ફ્રિસ્કો ખાતે એમણે રજુ કરેલી યાદી એમનાં અન્ય પ્રવચનો સાથે સંકલિત કરવામાં આવી છે.

આમ તો શ્રીમતી વિજ્યાલક્ષ્મી એક બે વાર ઇંગ્લાંડનો પ્રવાસ પણ કરી આવેલ છે. છતાં એ સમયે તેમણે પશ્ચિમના લોકમતને હિંદની તરફેણમાં જાગ્રત કરવા બહુ પ્રયત્નો કર્યાં નહોતા. વર્ષો જેમ જતાં ગયાં, અનુભવો અને ઘર્ષણોમાંથી તેઓ જેમ પસાર થતા ગયા તેમ તેમને સમજાતું ગયું કે હિંદના પ્રશ્નને હિંદમાં જ માત્ર નવોન્મુખ કરવો એથી ધારી અસર નહિ થાય. એ માટે વિશ્વસમસ્તનો તખ્તો જોઇએ. એથી જ અમેરિકાનો એમનો પ્રવાસ એવા દૃષ્ટિબિન્દુથી ગોઠવાયો હતો

નવાઇ જેવુ તો એ છે કે શ્રીમતી પંડિતે કોઈ અંગ્રેજી નિશાળમાં કે હાઇસ્કૂલમાં બેસીને અંગ્રેજીનું શિક્ષણ લીધું નથી ઘરઆંગણે પંડિત મોતીલાલ નહેરૂની ફરમાસથી રાખવામાં આવેલી એક યુરોપીયન ગવર્નેસ દ્વારા એમણે બધું એ શિક્ષણ મેળવ્યું છે. એ બાઇ અત્યારે તો લગ્નગ્રંથીથી જોડાઈ કોઇ અજાણ્યા સ્થળે ઉપડી ગઇ છે, છતાં એણે ઉત્કંઠાપૂર્વક પઢાવેલી એની એક વખતની આ શિષ્યાએ અંગ્રેજો સામે જ યુદ્ધ માંડી રહી છે. એ દેશના વાણીશૂરાઓને એમની ભાષા આંજ હંફાવી રહી છે, એમનાં મતમતાંતરોનું જાહેરમાં ખંડન

કરી રહી છે, અને એમની રાજનીતિને જ્યાં ત્યાં ઉઘાડી પાડી રહી છે.

કૌટુમ્બિક જીવનની નિરાશા અને શોકપ્રસંગોએ એમની લાગણીઓને ગાળીગાળીને વધુ પ્રમાણમાં સ્વચ્છ કરી છે, અને અગાઉ કરતાં એમના પ્રસંશકો અને સ્નેહીજનોને તેઓ વધુ પ્રમાણમાં આદરજન્ય લાગ્યા છે. પશ્ચિમના પ્રવાસો અને શિક્ષણે એમના જીવન પર ખૂબ અસર કરી હોય એવું સામાન્ય જોનારને જરૂર લાગે. એમનો દેખાવ જ ઉપરટપકે એવો લાગે છે, પણ હમણાંજ થંભેલા વિશ્વયુદ્ધ અને દારુણ ભૂખમરાથી જગતમાં પ્રવર્તેલી અંધાધુંધી અને સ્વાર્થમય લોલુપતા એમણે જોઈ, અને એમના વિચારોમાં અને આદર્શોમાં ઉગ્ર પરિવર્તન આવી ગયું. આજે એમનું વ્યક્તિત્વ પ્રાચીન ભૂમિનાં ઊંડાં ગયેલાં મૂળિયાંઓ ઉખેડી રહ્યું છે, અને ભવ્ય ભૂતકાળમાંથી પ્રેરણાનું પાન કરી રહ્યુ છે. એમનામાં રહેલી અપૂર્વ સ્વસ્થતા, અને કડવાશની ઓછપ અનેક ભ્રમણાઓ હોવા છતાં શુદ્ધ સ્વરૂપે એક હિંદી મહિલાની પ્રકૃતિ છબી રજુ કરે છે. એમના જીવનઘડતરમાં પૂર્વ અને પશ્ચિમનો સુંદર સુમેળ છે. પૂર્વના સંસ્કારોએ એમના જીવનને

આઝાદીનાં સાચાં સૈનિક છે, હિંદની આઝાદીનાં તે એલચી છે. અને કોઈ પણ ઠેકાણે, ક્યારે પણ કોઈ પ્રજાની આઝાદી રૂંધવાના પ્રયત્નો થતા એમના જોવામાં આવે છે ત્યારે પોતાની સમગ્ર શક્તિથી એને સહાયરૂપ બનવા માટે તેઓ હરહંમેશ આતુર હોય છે.

હિંદની આ અપૂર્વ નારીપ્રતિભાના બચપણ અને યૌવનના લહતરનાં વર્ષોનો ઇતિહાસ જે હજુ સુધી અંધારામાં પડયો હતો એ પ્રકાશમાં લાવતાં હવે પછીનાં પ્રકરણો નવા નવા રંગે ઉઘડે છે.

# શૈશવનાં સ્મરણો

## ( બાલ સ્વરૂપે )

સુવિખ્યાત નહેરૂ કુટુંબ માટે અત્યાર સુધીમાં ઘણું ઘણું લખાઇ ગયું છે. પંડિત જવાહરલાલે લખેલી પોતાની આત્મકથામાં પણ કાશ્મીરના આ પંડિતોના જૂથ માટે ઠીક ઠીક ઉલ્લેખ કરવામાં આવ્યો છે. વિજયાલક્ષ્મીના વડવાઓએ કાશ્મીરમાં વસવાટ કર્યો હતો અને તેઓ રાજ્યના આશ્રિત હોવાથી રાજદરબારમાં એમનું ખૂબ સન્માન હતું. એથી એમને લક્ષ્મી અને કીર્તિ બન્ને મળ્યાં હતાં. કાશ્મીરમાં નહેરૂ કુટુમ્બની પ્રતિષ્ઠા અને પ્રતિભા સર્વોપરી ગણાતાં હતાં, અને તેઓ પંડિત હોવાથી વિદ્યા અને સંસ્કારની દૃષ્ટિએ પણ સર્વોચ્ચ ગણાતા હતાં. શ્રીમતી વિજયાલક્ષ્મીની રગેરગમાં આ ખાનદાન કુટુંબનું ખમીર અને ખુમારી બન્ને દેખાય છે. એમના અણુનમ ઉન્નતપ્રાણમાં કાશ્મીરના એમના વડવાઓનું

આપણે અલ્હાબાદના નામે ઓળખીએ છીએ. વિજયાલક્ષ્મીનો અહીં જન્મ થયો. એ અરસામાં પંડિત મોતીલાલ નેહરૂએ અલ્હાબાદમાં એક બાહોશ વકીલ તરીકે ખૂબ નામના મેળવી હતી, અને એમને ઘેર લક્ષ્મીની રેલ ચાલતી હતી. જવાહરલાલનું વય એ સમયે દસ વર્ષથી વધારે નહોતું. એ વખતમા પંડિત મોતીલાલે આનંદભવન ખરીદ્યું અને આખુ કુટુંબ લઇ ત્યાં રહેવા ચાલ્યા ગયા.

અલ્હાબાદમાં જે સ્થળે આનંદભવન ઊભું છે એ સ્થળ અત્યંત પવિત્ર મનાય છે અને યાત્રીઓ કહે છે કે ચૌદ વર્ષનો વનવાસ પૂરો કરી જ્યારે રામચંદ્રજી અહીં આવ્યા ત્યારે એજ સ્થળે એમને ભરતનો મિલાપ થયો હતો. આ સ્થળની નજીકમાં જ ભારદ્વાજ આશ્રમ આવેલો છે, જ્યાં પૌરાણિક સમયમા વિદ્યાપીઠની સ્થાપના કરવામાં આવી હતી અને એ સંસ્કૃતિધામમા દૂરદૂરથી અનેક બ્રાહ્મણ અને નૃપકુમારો વિદ્યા સંપાદન કરવા આવતા. આ સ્થળ હજુપણ એક મહત્ત્વનુ યાત્રાધામ ગણાય છે. બારબાર વર્ષે પ્રયાગના આ પવિત્ર તીર્થસ્થળે કુંભમેળો ભરાય છે ત્યારે યાત્રાળુઓના મહાન સમૂહો અહીં એકત્ર થાય છે. આનંદભવન ત્યારે આ બધા યાત્રીઓનુ સુંદર આકર્ષણ બની રહેતું. લાખો માણસો કુંભમેળામા આવતા અને ત્રિવેણી સંગમમાં સ્નાન કરી કૃતકૃત્ય થતાં. આ પ્રસંગે આનંદભવનને નિરખવા આવનારાઓની સંખ્યા એટલી હદ વટાવી જતી કે એમને અંકુશમા રાખવાનું કામ કઠણ બની જતુ. તેઓ બધાં ભવનના ચોગાનમા થોડી વાર બેસીને યાત્રાનો થાક ઉતારતાં. પ્રયાગમાં માઘમેળો ભરાય છે, ત્યારે પણ

નાના નાના લોકસમૂહો આનંદભવનનું દર્શન કરવા ઊતરી પડે છે. એ યાત્રીઓમાં એવા બહુ જ થોડા હશે જેઓ આ ભવ્ય ઈમારતનું દર્શન કર્યા વગર પોતપોતાને ગામ પાછા ફરતાં હોય.

કેટલાક ભવનનું દર્શન ભક્તિભાવથી પ્રેરાઈને કરવા આવતા; કારણ કે તેમને મન એ રામભરત–મિલાપનું પવિત્ર કેન્દ્ર હતું, જ્યારે કેટલાક અજાયબીથી પ્રેરાઈને આવતા. પંડિત મોતીલાલ અને જવાહર જેવા લોકનેતાઓ વિષે એ વખતમા તેઓ ખૂબખૂબ સાંભળતા, અને તેમનું દર્શન કરવાની ઉત્કંઠા આ અજાયબીના મૂળમાં છુપાયેલી જોવામાં આવતી.

આનંદભવનની કલ્પના જ્યારે આપણે કરીએ છીએ ત્યારે એક મહાન કુટુંબને પોતાની શીળી છાયા નીચે આશ્રય આપીને વર્ષો થયાં ઉભેલા કોઈ દૃઢ તપસ્વી–વટવૃક્ષની કલ્પના આપણને સહેજે થાય છે. અને આ ઈમારતે શું શું જોયું નથી ? એણે અપૂર્વ જાહોજલાલી અને સમૃદ્ધિની રેલમછેલ જોઈ છે; એણે પ્રકાશ અને અંધારા જોયાં છે; એમાં વસતા કુટુંબીજનોના સુખ અને દુઃખ, પ્રેમભાવ અને ઊર્મિઓના ઉછાળા જોયા છે, અને હૈયાને વલોવીને વહેતી શોકમિશ્રિત લાગણીઓનાં અશ્રુગાન પણ સાંભળ્યા છે. પણ એ આક્રંદો અને વિશ્વાસોને એણે સદાયે પોતાના હૃદયની કુટિરમાં જ સંઘરી રાખ્યા છે અને બહારની જનતાને કાને પડવા દીધા નથી.

આ આનંદભવનની વર્ષોજૂની ઈમારત જેટલી સુંદર છે એટલી જ આકર્ષક છે. તેની બધી બાજુઓએ મોટા મોટા

વરંડાઓ આવેલા છે અને ફરતો વિશાળ બગીચો પથરાઇને પડયો છે. રહેઠાણઘરની એક બાજુએ હરિયાળા ઘાસની લૉન પ્રકાશમાં ચમકે છે અને તેની પછવાડેના ભાગમાં ફળફળાદિનો બગીચો આવેલો છે. તેની સન્મુખમાં જ એક બીજી ઘાસની લૉન લંબાઇને પડી છે, જેમાં ગ્રીષ્મઘર અને ટેનીસ કૉર્ટ આવેલા છે. આ ગ્રીષ્મઘરના અંદરના ભાગમાં અવ્યવસ્થિત રીતે મૂકેલા નાના પથ્થરોનો એક નાનકડો ડુંગર ઊભો કરવામાં આવ્યો છે અને તેના ઉપર ભગવાન શિવની એક સુંદર મૂર્તિ ગોઠવવામાં આવેલી છે. એથી એવો આભાસ થાય છે કે કાંચનજંઘાની કોઇ નાની ટૂંક ઉપર ધ્યાનસ્થ શિવ તપ કરવા બેઠા છે. શિવમૂર્તિના મસ્તકમાંથી પાણીની એક નાની સરવાણી ધીમે ધીમે વહીને ડુંગરની તળેટીના ભાગમાં સ્વચ્છ જલની કુંડરચના કરે છે, જેની આજુબાજુ રંગબેરંગી ફૂલના છોડવાઓ ઉગેલા જણાય છે. ગ્રીષ્મમાં આ સ્થળ અત્યંત

પંડિત સાથે લગ્નગ્રંથીથી જોડાયા ત્યાં સુધી એમનું એ નામ એમના કુટુંબીજનોમાં બહુ લાડીલું હતું એમના કુટુંબના મુખ્ય અને ગણનાપાત્ર માણસોમાં એ સમસ્ત કુટુંબના પ્રાણ સમા અને જાજરમાન વ્યક્તિત્વથી પ્રભાવ પાડતા એમના પિતાશ્રી પંડિત મોતીલાલ નહેરૂ, મોટા ભાઈ જવાહરલાલ નહેરૂ, માતાજી સ્વરૂપરાણી નહેરૂ, નાની બહેન કિષ્ણા જેઓ પાછળથી અમદાવાદના શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈના નજીકના સગા અને ગુજરાતના એક ગર્ભશ્રીમંત કુટુંબના નબીરા શ્રી ગુણોત્તમ હઠીસિંગ સાથે પરણ્યા, અને સૌથી છેલ્લા છતા સૌથી પ્રથમ જેઓ અનેકગણા સ્નેહ અને માયા મમતાથી આ આખાય કુટુંબની ગૃહવાડીને સીંચાવતા એ એમની માતાના મોટા બહેન બીબી અમ્મા એટલાનો સમાવેશ થાય છે આ બીબી અમ્મા તેમને ઘરમા બધા મોટા કાકીના નામે સંબોધતા તેઓ યૌવનમા આવતા જ પરણ્યા પછી માત્ર એક વર્ષ જેટલા ટૂંકા સમયમા એમનુ સૌભાગ્ય ખોઈ વિધવા બન્યા હતા, અને એ પછીનુ સમગ્ર દીર્ઘ જીવન–ઠેઠ મરણપર્યંતનુ જીવન–એમણે પોતાની નાની બહેન, પંડિત મોતીલાલ નહેરૂના પત્નીની રખેવાળી કરવામા તેમ જ સુખ અને દુઃખમા એની પડખે ઊભા રહેવા પાછળ વીતાવ્યુ હતુ પોતાની નાની બહેન માટે એમનો પ્રેમ અને પક્ષપાત, સેવા અને ભક્તિભાવ અનન્ય હતા આ મહિલાઓ આખા નહેરૂકુટુંબને પ્રેરણાના અમૃત પાયા છે –એટલુજ નહિ શ્રીમતી સ્વરૂપરાણીના મૃત્યુ પછી માત્ર ચોવીસ કલાકમા મરણનો આઘાત ન સહી શકવાથી જીવનની ચિર સંગાથિની જેવી નાની બહેનની પાછળ તેઓ ચાલી નીકળ્યા

અને મૃત્યુમાં પણ એનો સંગાથ છોડ્યો નહિ.

આ મહાન કુટુંબની ઘણીખરી વ્યક્તિઓ અત્યારે મૃત્યુ પામી છે, અને કેટલીક દૂર દૂર જઇને બેઠી છે જેમનું દર્શન ભાગ્યે જ થવા પામે છે. એક પેઢીના મૃત્યુ પછી બીજી નવી પેઢી એનું સ્થાન લેતી આવે છે. અને આઝાદીનો મંત્ર એના વડવાઓ પાસેથી ઝીલતી આવે છે. જીવનના આદર્શોની ફોરમ ફેરતી આવે છે અને એ આદર્શોની કક્ષા ઉચ્ચ થતી આવે છે; કારણ કે એના પુરોગામીઓ કરતાં આ નવી પેઢી પાસે નવું જ્ઞાન અને નવું શ્રદ્ધાબળ છે, અને ભૂતકાળના એમના વડવાઓના વિજયો અને પરાજયોનો સ્મરણવારસો પણ છે. ભૂતકાળના એ સ્મરણો બોજારૂપ બનીને જો કે એને પીડે છે છતાં એ બોજમા નવીન પ્રેરણાના શક્તિતત્ત્વો છે. એક વાર જો એ બોજો એને હતાશ કરી નીચે ફેંકી દે છે તો બીજી વાર એજ એને હડસેલો મારી આગળ પણ કરે છે. કેટલીક વાર ભૂતકાળની એ સ્મૃતિઓ સંભારતાં એની રગોમાં નવું લોહી વહેવા માંડે છે, અને યૌવનમાં ઝણકારો આવે છે તો કેટલીક વેળા જાણે કે હજ્જારો વર્ષોનો કોઈ અસહ્ય કાળબોજો એને નીચે ચગદી રહ્યો હોય અને એના શ્વાસને રૂંધતો હોય એવું પણ લાગે છે. આ બન્ને જાતની પરિસ્થિતિઓએ આ નવી પેઢીને ઘડી છે. અને આશા તેમજ નિરાશાનાં એ ઘર્ષણોમાંથી કોઈ નવા પ્રકારે ઝણકારો દીધો છે. એ નવી પેઢી પંડિત વિજયાલક્ષ્મીની પેઢી છે.

આપણે એ સૈકાઓજુની પૌરાણિક સંસ્કૃતિના બાળકો છીએ, અને આપણે એવા હજારો વડવાઓમાંથી ઊતરી આવ્યા

છીએ, જે વડવાઓએ પણ લડતો લડીલડીને એમની સિદ્ધિઓના અને પ્રેરણાનાં અમૃત આપણને પાયાં છે. હિંદને એની પૌરાણિક સંસ્કૃતિનો વારસો મળ્યો છે એટલે જ ફરી વાર એ પોતાનું ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કરી શકશે.

× × × ×

**નાની સ્વરૂપ**–વિજયાલક્ષ્મીએ એના શૈશવના પાચમે વર્ષે માતાપિતા સાથે ઇગ્લાંડનો પ્રવાસ કર્યો અને અહીં જ એક અંગ્રેજ મહિલા મિસ હુપર નામની ગવર્નેસ સાથે આ કુટુંબને ભેટો થયો. પંડિત મોતીલાલે એ બાઇને સ્વરૂપની દેખરેખ માટે રોકી લીધી. એણે સ્વરૂપના જીવનમાં બહુ મહત્ત્વનો ભાગ ભજવ્યો. આ બાઈ સ્વભાવે બહુ સારી હતી અને એનામાં રહેલા ઉચ્ચ સંસ્કારો વગેરે જોતાં એ કોઇ સારા કુટુંબમાંથી ઊતરી આવી હોય એમ લાગતું હતું. એ જૂના સસ્કારની વિદ્યાર્થિની હતી એટલે શિસ્ત, અને આજ્ઞાપાલનમાં દૃઢપણે માનનારી હતી. સ્વરૂપ ઉપર આ બાઇનો ખુબ પ્રભાવ પડતો અને તેની આગળ એ કહ્યાગરી બની જતી. એની પાસેથી તેણે સરસ અંગ્રેજી જ્ઞાન મેળવ્યું, જે પાછળનાં વર્ષોમાં એને ખૂબ કામ લાગ્યું. પણ એની નાની બહેન ક્રિષ્ણાને અને આ ગવર્નેસને ભાગ્યે જ બનતું. ક્રિષ્ણા બહુ કડક સ્વભાવની હતી અને કોઇ કોઇ વાર પંડિત મોતીલાલને પણ ગાંઠતી નહિ. એથી એના પર મારઝૂડ થતી, પણ એની કાંઇ અસર એને પહોંચતી નહિ. સ્વરૂપ સાથે ક્રિષ્ણાને બહુ બનતું. તે એટલે સુધી કે અંતરઉંડાણે એ મોટી બેનની પૂજા કરતી.

સ્વરૂપ નાનપણથીજ દેખાવે સુંદર હતી અને ઘરમાં દરેક નાના મોટા એને લાડ લડાવતા છતાં કૃષ્ણાને એની અદેખાઇ ન આવતી. એ જાણતી હતી કે સ્વરૂપ જેવી સુંદર બહેનને બધા હેત કરે એ સ્વાભાવિક હતું

સ્વરૂપના જન્મ પછી એની માતાને ખોળે એક નાનો ભાઈ રમવા આવ્યો હતો. પણ એ તરત જ મૃત્યુ પામ્યો અને એ પછી કૃષ્ણા અવતરી. આ ભર્યાભાદર્યા વિશાળ ઘરમા માણસો તો ઘણા હતા, પણ કૃષ્ણા સાથે હસે રમે એવી એક માત્ર સ્વરૂપજ હતી. આ બન્ને બહેનોનું જીવન ઘડિયાળના કાટા જેમ નિયંત્રિત થયુ હતુ સવારે પથારીમાથી ઉઠતાજ એમનાપર પેલી અગ્રેજ ગવર્નેસના કાયદાઓ અને નિયમોનુ વર્ચસ્વ આવતુ તે ઠેઠ ફરીવાર પથારીમા તેઓ પોઢે ત્યાસુધી એ વર્ચસ્વ કાયમ રહેતુ

કૃષ્ણાને અને એ ગવર્નેસને ઝાઝું બનતુ એવો કયાય ઉલ્લેખ નથી. છતા, મોટી ઉંમરે પહોચ્યા પછી એમનો સ્વભાવ નમ્ર બન્યો અને શૈશવના ડ ખો જતા રહ્યા પણ એની મોટી બહેન સ્વરૂપ તો હમેશા આજ્ઞાકિતજ રહેતી એ એમ માનતી કે આજ્ઞાનુ ઉલ્લઘન કરવા કરતા એમ ન કરવામાજ ડહાપણ સમાયેલુ હતુ. સ્વરૂપ બચપણથીજ બધાને પ્રિય હતી એનું કારણ એ બધાથી બહુ સુદર હતી એટલુજ નહિ વડીલોની આજ્ઞાનું ઉત્થાપન એણે કયારેય કર્યું નહોતું.

ઝઘડતા એ બન્ને એકબીજામાં ઓતપ્રોત હતા એમ કહીએ તો ચાલે. માબાપનો સંસર્ગ એમને બહુ ઓછી વાર સેવવા મળતો કારણ કે મોતીલાલજી એમના વકીલાતના કામમાં એટલા રચ્યાપચ્યા રહેતા કે કુટુંબનાં માણસોને એમનું દર્શન કોઈ વાર સવારે અને કોઈ વાર સાંજે ભોજન સમયે થતું. એમના જીવનનો ત્યારે એક જ આદર્શ હતો કુટુંબની બધી ચિંતા અને જવાબદારીઓ પોતાના માથે લઈ લેવી, બધાને સુખસગવડ કરી આપવી અને કુટુંબ માટે ખપી જવું આગળ જતા મહાત્મા ગાંધીજીના પરિચયમાં આવ્યા પછી દેશની આઝાદી માટેની લડતમાં એમણે કુટુંબને પણ એક કોરે મૂકી દીધું હતું

ક્રિષ્ણા, સ્વરૂપ અને જવાહર એ ત્રણેનો કાર્યક્રમ હંમેશા સુકરર થયેલો હતો તેઓ સવારમાં નાસ્તો પતાવી ઘોડેસ્વારી શીખતા અને ઘોડાપર બેસીને દૂર દૂર ફરવા ચાલ્યાં જતા. એ કાર્યથી પરવાર્યા પછી સ્વરૂપ અને ક્રિષ્ણા આનંદભવનના બગીચાના એક એકાંત ખુણામાં બેસી ગવરનેસના ગુરુપદ હેઠળ શિક્ષણ લેતા આમ એમનો ઘણો ખરો સમય ભણવામાં ચાલ્યો જતો એ પછી બપોરનું ભોજન, અને પછી પીયાનો પર સંગીતનું સેવન આજના નેહરૂ કુટુંબના બધા માણસો ઘોડાગાડીમાં બેસીને શહેરમાં લટાર મારવા નીકળતા ફરીને આવ્યા પછી સંધ્યાસમયે કાંઈ ખાસ કામકાજ રહેતું નહિ અને વાતાવરણ શુષ્કતાથી ઘેરાઈ જતું

આ જે સમયની વાત છે એ વખતમાં છોકરીઓને હજી એટલી સ્વતંત્રતા મળી ન હતી કે તેઓ રાતના સમયે

સીનેમામાં જઇને આનંદ મેળવી શકે. એમને ભાગ્યેજ સીનેમા જોવાની પરવાનગી મળતી. કોઇવાર શહેરમાં સરઘસ આવતું કે કુંભમેળો ભરાતો ત્યારે એ જોવા જવાની રજા મળતી. અત્યારનાં બાળકો હિંદી અને અમેરિકન ફીલ્મો વિષે જેટલું જ્ઞાન ધરાવે છે એટલું એ વખતે બાર વર્ષની ઉંમરના કિશોરો અને કિશોરીઓ પણ જાણતાં નહોતાં.

પણ બન્ને બહેનોને થોડીક છૂટછાટ આપવામાં આવી હતી. એમની સરખી વયની સાહેલીઓ એમના ઘરે આવતી ત્યારે તેઓ રમતગમતમાંથી, બગીચામાં દોડાદોડી કરીને વગેરેમાંથી આનંદ મેળવી લેતા. ગવરનેસે એમને એવી માન્યતા નીચે મૂકી દીધાં હતાં કે બાળકોએ હમેશાં શાંત રહેવું જોઇએ, ઘોંઘાટ ન કરવો જોઇએ, વડીલોને વારંવાર પ્રશ્નો પૂછપૂછ ન કરવા જોઇએ વગેરે વગેરે. એથી શિશુવયમાં જાગતા અનેક નાનાનાના પ્રશ્નો તેઓ કોઇને પૂછી શકતાં નહિ. બચપણના એ અણઉકેલ કોયડાઓના જવાબ મેળવવા તેઓ કોઈ આગળ જઈ શકતાં નહિ, અને આમ હજારો સવાલો પૂછવાની અને એના સમાધાનીભર્યા ઉકેલો મેળવવાની ઉત્કંઠાને એમને દબાવી દેવી પડતી.

પણ જેમ દિવસો જતા ગયા તેમ એ દુઃખ ભૂલાતું ગયું. ધીમેધીમે એની ગેરહાજરીથી જે નીરસતા આવી હતી એ ચાલી ગઈ. હવે એમને કોઈ આદેશ આપવાવાળું રહ્યુ ન હતું, એટલે મળેલી આઝાદીનો આસ્વાદ માણવામાં તેઓ ગૂંથાઈ ગયાં.

સ્વરૂપનું ગૃહઆગણનું શિક્ષણ પૂરું થયું હતું અને એની ઇચ્છા કોઈ વિદ્યાલયમાં જોડાવાની નહોતી, જ્યારે એની નાની બેન ક્રિષ્ણા કોઈ સ્કુલમાં જવા ઝંખી રહી હતી, પણ મોતીલાલજી માનતા નહોતા. તેઓ એવી અસર નીચે હતા કે ગૃહની શાંતિમાં ગવરનેસ આગળ બેસીને જે શિક્ષણ મેળવી શકાય એ શિક્ષણ સ્કુલોમાં ન મળે. એ જમાનામાં યૌવનમાં પ્રવેશતી કોઈ કિશોરીને ખાસ આવડતી હોવી જોઈએ એવી બાબતોમા નીચેની વસ્તુઓની ગણના થતી હતી

એને પિયાનો વગાડતા આવડવું જોઈએ એ ઉપરાત બીજા વાદ્યોપર એનો કાબુ હોય તો એ એની વિશેષતા ગણાતી. બીજુ, વડીલો અને સ્વજનો સાથે સભ્ય રીતે વાતચીત કરતાં એણે શીખી લેવુ જોઇએ, અને સમાજમા સહેલાઈથી ભળી જવાની વાણીની ચારૂતા એણે કેળવી લેવી જોઈએ. આટલાં લક્ષણો ધરાવતી એ કિશોરી સમાજમાં નૂતન અને ઉચ્ચ સંસ્કારો ધરાવતી ગણાતી

સ્વરૂપ કદીયે નિશાળે ભણવા બેઠી નહોતી, અને કંઇક તો એની મરજી પણ નિશાળની વિરૂદ્ધમાં હતી; એટલે ગવરનેસની વિદાય પછી જ્યારે નાની ક્રિષ્ણાએ સ્કુલમાં જવાની હઠ પકડી ત્યારે મોતીલાલજીએ આનાકાની કરી અને કોઈ નવી ગવર

નેસની શોધખોળમા પડ્યા. નવીનવી ગવરનેસો આવી પણ ખરી, પણ એકેય ટકી શકી નહિ. જે આવતી એ થોડા જ દિવસોમાં નમસ્કાર કરી ચલતી પકડતી. આખરે મોતીલાલજીને કમને નમતું આપવુ પડયું, અને ક્રિષ્ણાને એક સ્કૂલમા મૂકી.

પણ થોડા વર્ષ પછી સ્કૂલના એ આનંદમય દિવસોનો અંત આવી ગયો. એનુ શિક્ષણ પૂરૂં થયુ. સાથોસાથ સ્વરૂપના લગ્નની તૈયારીઓ પણ ચાલતી હતી. મંગલ શરણાઇઓના સૂર સંભળાવા લાગ્યા હતા.

# લગ્ન અને પછી

મોટીબહેન જ્યારે પરણવાની ઉમરની થાય અને એ વિષે ઘરમા છાની છાની વાતચીત ચાલતી હોય, ત્યારે સ્વાભાવિક રીતે નાની બહેનના અતરમા જે આનંદ અને વિષાદની મિશ્રલાગણીઓ જન્મે એનું ચિત્ર કોઈ વિરલ કવિ કે ચિત્રકારજ આલેખી શકે. નાની બહેનની એ અતરવ્યથા અને ગડમથલો માટે કોઈ ભાષા નથી એની ઊર્મિઓ અને સવેદનાઓ એ કોઈ કોઈ વાર પ્રગટ કરવા પ્રયત્નો કરે છે, પણ પોતે છોકરવાદીમા ગણાઈ જશે એ બીકે એ બધા ઉભરાઓ એને મનમા જ શમાવી દેવા પડે છે સ્વરૂપની નાની બહેન કૃષ્ણા વિષે પણ આમજ બન્યું હતું એ જાણતી હતી કે સ્વરૂપ હવે થોડા જ દિવસોમા પરણીને સાસરે જશે છતાં એના મનમા ઉઠતા તરગો અને અકથ્ય મનોભાવો મોટી બહેન સમક્ષ એ વ્યક્ત કરી શકતી નહોતી.

એમાં જ જીવનનું પ્રથમ અને છેલ્લું કર્તવ્ય સમાઇ જતું હોય તેમ એને લાગતું હોય છે. પણ જ્યારે મૂર્તિ મંદિર છોડીને ચાલી જાય છે, એનું આસન ખાલી પડે છે, ત્યારે જ એને લાગે છે કે વાતાવરણ શૂન્ય બન્યું છે. વાસ્તવિક સત્યના આધારે એ પૂજાનો અભિષેક મૂર્તિને કરી રહી હતી. એ સત્ય અદૃશ્ય થતાં એની પૂજામાં વિક્ષેપ પડે છે. સ્વરૂપની નાની બહેન કૃષ્ણા વિષે આમ જ કંઈક બન્યું હતું.

ગવરનેસના લગ્ન અને વિદાય પછી સ્વરૂપે જ કૃષ્ણાની અહોરાત દેખ રેખ રાખી હતી. એની પાછળ એ પડછાયાની જેમ ફરતી. એની માતાજીની તબિયત સારી રહેતી નહોતી એટલે સ્વરૂપે જ જાણે નાની બહેનની સંભાળ રાખવાની પોતાની ફરજ સમજી હતી. સ્વરૂપને કવિતાવાંચન બહુ ગમતું અને કૃષ્ણાને પણ એટલું જ ગમતું. ઘણીયે સુંદર સંધ્યાઓ એ બન્ને બહેનોએ બગીચાના એકાંત વાતાવરણમાં બેસી વીતાવી હતી. મોટી બહેન કવિતા વાંચતી અને કૃષ્ણા એ એકચિત્તે સાંભળતી. એ બેઉ વચ્ચે સ્નેહની કોઇ એવી અતૂટ ગાંઠ બંધાઇને પડી હતી કે એ તૂટવી મુશ્કેલ હતી. સ્વરૂપ એ દિવસોમાં કૃષ્ણાની માર્ગદર્શક, હિતચિંતક અને પરમમિત્ર હતી. ૧૯૨૧ માં એ શ્રી રણજિત પંડિત સાથે અલ્હાબાદમાં અપૂર્વ ધામધૂમ વચ્ચે લગ્નગાંઠથી જોડાઇ

મિત્રોએ એક વિશાળ શમીયાણામા પધારી હાજરી આપી હતી. વધારામાં અલ્હાબાદમા બરાબર એજ વખતે કોંગ્રેસની કારોબારી સમિતિની બેઠક ભરવામા આવી હતી. લગભગ ૧૯૧૯ થી જ મોતીલાલજી કોંગ્રેસમા ઠીક ઠીક રસ લેવા માંડયા હતા એથી એમના આગ્રહને વશ થઈ સ્વરૂપના લગ્નસમારંભમા કારોબારી સમિતિના બધા સભ્યોએ હાજરી આપી હતી.

સ્વરૂપ શ્વસુરગૃહે સીધાવી એટલે ક્રિષ્ણાને ગમતું નહોતું, જોકે એના જ જેવડી અને એવી જ સહૃદયી એની ભાભી કમલા એ ખાલી પડેલું સ્થાન પૂરવા હાજર જ હતી અને હવે તો મોતીલાલજી પણ કેઇ કોઈ વાર સ્વરૂપ વગર આનંદભવનમાં પ્રવર્તેલી ગમગીની દૂર કરવા બધા સાથે બેસી ઠઠ્ઠા અને રમુજ કરતા

નહેરૂ કુટુંબમા ૧૯૧૮ સુધીમાં કાઇ ખાસ રાજકીય જાગૃતિ આવી હોય એમ લાગતું નથી. સ્વરૂપના શૈશવ અને યૌવનના દિવસો આનંદ અને ઉલ્લાસ વચ્ચે વીત્યા હતા. પણ ૧૯૧૯માં વસ્તુસ્થિતિએ પલટો લેવા માંડયો હતો. દેશમાં રાજકીય જાગૃતિનું આંદોલન ઉઠયું હતું ગાંધીજીની અસહકારની ચળવળે દેશનું ધ્યાન ખેંચવા માંડયુ હતું. મોટીમોટી પ્રસિદ્ધ વ્યક્તિઓ ગાંધીજી સાથે આગળ આવવા માંડી હતી. કોંગ્રેસની શક્તિનું ભાન લોકોને થવા લાગ્યુ હતું આઝાદીનો પ્રથમ પવન ફૂંકાયો હતો એથી લોકજાગૃતિમા એક પ્રકારનો નવો થનગનાટ અને પ્રેરણા તરવરતાં હતા, ૧૯૨૧ માં રણજીત પંડિત સાથે જીવન જોડયા પછી સ્વરૂપ હવે શ્રીમતી

વિજયાલક્ષ્મી પંડિતના નામે ઓળખાવા લાગી હતી. લગ્ન પછી એણે એ જાગૃતિ જોઇ, અને પોતાનું આખું કુટુંબ એ જાગૃતિના ઝંઝાવતામાં કેમ સપડાયું એનું એને ભાન થયું.

વિજયાલક્ષ્મીએ પ્રથમ વાર ગાંધીજીને અલ્હાબાદમાં એમના રહેઠાણે જોયા હતા. મોતીલાલજી સાથે તેઓ કેટલીક ખાનગી બાબતો ચર્ચવા આવેલા. ગાંધીજી એ સમયમાં ચારેકોર બાપુના નામથી સંબોધાતા હતા. વિજયાને પ્રથમદર્શને એ કોઈ અજાયબ જેવી વ્યક્તિ લાગેલી. એનામાં ખાસ આકર્ષણ અને પ્રતિભાનું તેજ ત્યારે એને લાગેલું નહિ. એની કલ્પનાના ગાંધીજી જુદા જ હતા, એ તો કોઇ પહાડ જેવી ઊંચી, જાજરમાન વ્યક્તિત્વથી બધાને ડારતી પુરુષ-આકૃતિ હશે એમ એણે ધારેલું. તેના બદલે આ તો દુર્બળ, પાતળા શરીરવાળો, અર્ધભૂખ્યો, કમ્મરથી વાંકો વળેલો, અને લાકડીને ટેકે ઊભેલો એક નાનો માણસ એણે જોયો. એને નિરાશા ઉપજી. આ નાનકડો માણસ શું મહાન કાર્યો કરવાનો હતો ? એ શું આપણા દેશને પરદેશીઓની ધુંસરી-

હોય અને આ ધરતીના જ માનવીઓનો કોઈ સખા અથવા સ્વજન હોય—આ દેશની માટીને જ શિર પર ચઢાવી એને જ પોતાનું સર્વસ્વ માનતો હોય એમ લાગતું. આ દેશના લાખ્ખો માણસોને એના શાંત મધુર તેજ અને અજેય સ્મિતથી એ વશ કરતો હતો. શ્રીમતી વિજયાલક્ષ્મી પણ એને વશ થઈ ગયાં અને એના કાર્યમાં સાથ આપવા જોડાઇ ગયાં.

૧૯૨૦ મા ગાંધીજીએ સત્યાગ્રહની લડત ઉપાડી અને એમા સમગ્ર નહેરૂકુટુંબ ઝૂકી પડયું. આખા દેશમાં સત્યાગ્રહના મંડાણ થઈ ચૂકયા હતા અને જનતામાં કોઇ નવો જ ઉત્સાહ પ્રગટી ઊઠયો હતો. લડતનો પ્રથમ કાર્યક્રમ બ્રિટિશ સ્કુલોના બહિષ્કારનો અમલમાં મૂકવામાં આવ્યો. પરિણામે વિજયાલક્ષ્મીની નાની બહેન કૃષ્ણાને સ્કૂલ છોડી દેવી પડી અને એના અભ્યાસ માટે મોતીલાલજીને શિક્ષકોને ઘેર બોલાવી વેતન આપવું પડયું. હંમેશ કાંઇ ને કાંઇ નવું બન્યે જતું હતું. દેશમાં અસાધારણ પરિવર્તનો આવવા માંડયાં હતાં

જવાહરને ચોકકસ લાગ્યું હતું ગાંધીજીના નેતૃત્વ નીચે સત્યાગ્રહમાં જોડાવાથી જ દેશની આઝાદી મેળવી શકાશે. પણ ગાંધીજી સાથે તેઓ જોડાઈ જાય એ માટે મોતીલાલજીની અનુમતીની પણ એટલી જ આવશ્યકતા હતી. ગાંધીજીના વિચારો સાથે એમના પિતા જલદીથી મળતા થાય એ અસંભવિત હતું. એટલે દિવસો સુધી પિતા અને પુત્ર વચ્ચે મર્મવેધક માનસિક અથડામણો થઇ. લાંબી લાંબી ચર્ચાઓ અને ગરમાગરમ શબ્દોના વાગ્યુદ્ધો ચાલ્યાં. ગૃહશાંતિનો ભંગ થયો. છેવટે પિતાને પુત્ર આગળ નમતું જોખવું પડયું. એમણે જવાહરને સત્યાગ્રહમાં ઝંપલાવવાની અનુમતિ આપી. એટલું જ નહિ પોતે પણ એમાં ઝૂકી પડયા.

દિવસે દિવસે પિતા અને પુત્ર સત્યાગ્રહમાં વધુ ને વધુ કેન્દ્રિત થયા. એમનું ગૃહજીવન ખોરવાઇ ગયું. એક વખત જ્યાં શાંતિ અને આનંદ રેલાતા ત્યાં ધમાલ તરવરવા લાગી.

આનંદભવનના વિશાળ ખંડમાં હવે દરરોજ સભાઓ ભરાતી. દેશના જુદાજુદા ભાગમાંથી મહાસભાના કાર્યકરો ત્યાં આવતા અને ચર્ચાઓ કરતા. શ્વેતખાદીધારી પુરૂષો અને મહિલાઓ ઉભરાઇ ઉઠયાં. એ દૃશ્ય કોઇને પણ અજાયબીમાં મૂકી દે એવું હતું. એ સ્રીપુરૂષો અંતરમાં કોઇ અપૂર્વ શ્રદ્ધા અને પ્રકાશ લઇ ત્યાં આવતા હતા માતૃભૂમિને આઝાદ કરવાની અને નહિ તો મૃત્યુને ભેટવાની તમન્ના એમનામાં હતી. આવા દેશપ્રેમથી છલકાતા વાતાવરણમાં શ્રીમતી વિજયાલક્ષ્મી અને રણજીત પંડિત પણ રંગાયાં.

# સત્યાગ્રહનાં આંદોલનો

રાજકીય જીવન જ્યારે આપણા નિત્યના જીવન સાથે ભળી જાય છે ત્યારે માત્ર રાજકિય મહત્ત્વનું પ્રતિનિધિત્વ સચવાતું નથી. એની સાથે આપણાં રોજીંદા જીવનના આસપાસના પ્રસંગો, દૃશ્યો, આશાનિરાશાઓ અને રાષ્ટ્રીય જાગૃતિનાં આંદોલનો પણ ભળી જાય છે. જીવનના આ બે જુદાજુદા પાસાઓ સામાન્ય તાંતણે બંધાયેલા હોય છે. જ્યારે લાખો માણસોએ લડતમાં ઝુકાવ્યું હોય છે, અને બહાદુરી રોજીંદા બનાવની સામાન્ય ઘટના બની ગઈ હોય છે ત્યારે રાજકિય મુંઝારાઓ અને સત્તા સામેની સીધી ધમકીઓ આપણને બહુ

અને પંડિત મોતીલાલ અને જવાહરની ધરપકડ કરી. બીજા પણ કોંગ્રેસના કાર્યકરોને એ દિવસે પકડી લેવામાં આવ્યા. બીજે દિવસે એમને જીલ્લા મેજીસ્ટ્રેટ સમક્ષ ઉભા કરવામાં આવ્યા. મુકદ્દમો ચાલ્યો અને બન્નેને છ છ મહિનાની સાદી કેદ આપી.

આમ નવીનજીવનની શરૂઆત થઈ ચૂકી હતી. એ જીવનમાં ઘણું ઘણું અણુધાર્યું જોવા મળતું હતું. લોકોને એમાં બલિદાનો આપવાનાં હતાં, નિરાશા અને યાતનાઓ સહન કરવાનાં હતાં. પણ જે કાર્યમાટે તેઓ ઝઝુમતા હતા એ કાર્ય એટલું મહાન અને ઉમદા હતું કે એ માટે બલિદાનો નકામાં નહોતાં. ૧૯૨૩માં બધા રાજદ્વારી કેદીઓને છોડી મૂકવામાં આવ્યા. પંડિત મોતીલાલ અને જવાહર પણ છૂટીને ઘેર આવ્યા. એ પછીનાં વર્ષોમાં નહેરૂકુટુંબમાં કોઈ ખાસ મહત્વના બનાવો બન્યા હોય એમ લાગતું નથી. એ જ વર્ષની આખરમાં ફરીવાર જવાહર નાભા રાજ્યમાં ગીરફતાર થયા અને છુટીને ઘેર આવ્યા ત્યારે માંદા થઈને આવ્યા. ગયા ખાતેની કોંગ્રેસમાં પંડિત મોતીલાલ નહેરૂએ દેશબંધુ દાસ સાથે સહકાર સાધીને સ્વરાજ્ય પક્ષની સ્થાપના કરી અને એની પહેલી સભા આનંદ-ભવનના વાતાવરણમાં મળી. ત્યારે દેશબંધુ દાસ પ્રમુખસ્થાને હતા અને મોતીલાલજી સામાન્ય મંત્રી હતા. પણ ૧૯૨૫ના જુનમાસમાં દેશબંધુનું અચાનક અકાળે અવસાન થયું અને પંડિત મોતીલાલ સ્વરાજ્યપક્ષના મોવડી બન્યા. આ પક્ષ એ સમયે વડીધારાસભામાં પંડિતજીના નેતૃત્વ હેઠળ સરકાર સામે મોરચા માંડી રહ્યો હતો. ૧૯૨૬ના માર્ચમહિનામાં દિલ્હીની

વડી ધારાસભાની બેઠકમા સરકારે અમુક સુધારાઓ પ્રત્યે કડક વલણ અખત્યાર કર્યેથી સ્વરાજ્યપક્ષે 'વૉકઆઉટ' કર્યો. પંડિત મોતીલાલ જે રીતે ગભીર અને વિકટ પ્રશ્નોનુ નિરાકરણ લાવતા એ કાર્ય અત્યંત પ્રશંસનિય હતુ. તેઓ હમેશા પોતાના મુદ્દાઓને વળગી રહેતા અને કયારેય નમતુ આપતાં નહિ એમના પ્રતિસ્પર્ધીઓ હંમેશા એમનાથી ડરતા અને ભાગ્યે જ મુકાબલો કરતા

દિલ્હી ધારાસભાની એ બેઠકો દરમ્યાન અવારનવાર પંડિતજી એમના નિકટના મિત્રોને અલ્હાબાદમા પોતાના નિવાસસ્થાને આમત્રતા અને ભોજનસમારભો ગોઠવાતા. પંડિતજીના પરમસ્નેહી જેવા અમદાવાદના મીલમાલેક શેઠ કસ્તુરભાઈ લાલભાઈ, જેઓ પણ ધારાસભાના સભ્ય હતા. તેઓ પંડિતજીના આમ ત્રણને માન આપી એમને ત્યા આવતા. એમની સાથે એક પ્રતિભાશાળી નવયુવાન પણ આવતો રાજકારણમા આ યુવાન ચચુપ્રવેશ કરી રહ્યો હતો છતા બહુ જાગ્રત લાગતો હતો. એ યુવાન શેઠ કસ્તુરભાઈનો ભત્રીજો રાજા હતો સમારભમા વિજયાલક્ષ્મીની નાની બહેન ક્રિષ્ણા પણ હાજર રહેતી અને ધારાસભાના આ સભ્યોના અનેક પ્રશ્નો, કોયડાઓ, અને રહસ્યોથી ભરેલી ચર્ચાઓ સાભળી વિસ્મયમા ગરકાવ થઇ જતી છતાં એક વ્યક્તિનું ધ્યાન હમેશાં એના તરફ દોરાયલું રહેતુ હતું. રાજા આ યૌવનમા પ્રવેશતી ચચલ છોકરીને અહીંતહીં ફરતી, મહેમાનો સાથે હસીને વાતો કરતી અવારનવાર જોઇ રહેતો હતો. ક્રિષ્ણા પ્રત્યે એને ત્યા જ આકર્ષણ થયુ હતું અને આકર્ષણમાથી સંમોહ જન્મ્યો હતો.

આઠ વર્ષ પછી આ યુગલ પરણી ગયું ત્યારે રાજાએ જ ક્રિષ્ણા સમક્ષ એ દિવસોની સ્મૃતિ તાજી કરાવતા કહ્યુ: "જ્યારથી તને એ સમારંભમા જોઈ હતી ત્યારથી તને જ પરણવાની મનમા ગાંઠ વાળીને બેઠો હતો" આઠ વર્ષ પછી લગ્નગ્રંથીએ બંધાયા પછીનો સ્વામીનો આ મુગ્ધ એકરાર ક્રિષ્ણાને પણ નવાઇ સાથે ઊર્મિઓના હિલોળે ચડાવે એવો હતો.

૧૯૨૫ મા કમલા નહેરુ ગંભીર માદગીના બિછાને પડ્યાં. માદગી બહુ વધી પડવાથી જવાહર તેમજ મોતીલાલજી ચિંતામાં ડુબી ગયા. ડોકટરોએ એને સારવાર માટે સ્વીટઝરલાંડ લઈ જવાની ભલામણ કરી એથી ૧૯૨૬ ના માર્ચ મહિનામા જવાહર કમલા તેમજ એમની પુત્રી ઇંદિરા યુરોપના પ્રવાસે ઉપડયાં એમની સગાથે શ્રીમતી વિજયાલક્ષ્મી અને રણજીત પંડિત પણ જોડાયા પાછળથી પંડિત મોતીલાલ નહેરૂ અને ક્રિષ્ણા પણ યુરોપમા જઇ પહોચ્યા અને આ કુટુબ-મંડળીએ લગભગ બે વર્ષ સુધી યુરોપના જુદા જુદા દેશોમાં પરિભ્રમણ કર્યું એમણે પ્રવાસ કરેલા મુલ્કોમા ફ્રાન્સ, જર્મની, રશિયા વગેરેનો સમાવેશ થાય છે. પ્રવાસ દરમ્યાન એમણે યુરોપના મહાન કલાકારો, ક્રાંતિવાદીઓ, કવિઓ લેખકો દ્રષ્ટાઓની મુલાકાતો લીધી હતી

નેહરૂ કુટુંબ મોસ્કોથી બર્લીન ગયું અને ત્યાંથી પેરીસ પહોંચ્યું. થોડાં અઠવાડિયાં ત્યાં રોકાયા બાદ તેઓ માર્સેલ્સ બંદરે ગયા અને ત્યાંથી હિંદ પ્રતિ પ્રયાણ કર્યું.

પંડિત મોતીલાલને હજી થોડો સમય યુરોપમાં રોકાવું હતુ એથી એમના સિવાયના બધા હિંદમાં આવ્યા. ૧૯૨૭ના ડિસેમ્બરના અંતમાં એ વખતે અખિલ હિંદ મહાસભાનું અધિવેશન ભરાતું હોવાથી તેઓ બધા સીધા મદ્રાસ પહોંચ્યા અને ત્યાં દસ દિવસ રોકાઇને અલ્હાબાદ આવ્યા.

અત્યારસુધી કોંગ્રેસની પ્રવૃત્તિઓને દૂરથી નિહાળી રહેલાં શ્રીમતી વિજયાલક્ષ્મીએ હવે એમાં ધીમે ધીમે સક્રીય રસ લેવા માંડયો હતો એમના પિતા પંડિત મોતીલાલ અને મોટાભાઇ જવાહર જ્યારે દેશ માટે તકલીફો ઉઠાવી રહ્યા હતા, અને જેલજીવનની યાતનાઓ વેઠી રહ્યા હતા, ત્યારે એઓ માત્ર દૂરથી એમના પ્રત્યે સહાનુભૂતિ દેખાડયા કરે એ એમના અંતરને ડંખતું હતું. વધુમાં જેની સાથે તેઓ લગ્નગ્રંથીથી બંધાયા હતા એ એમના પતિ શ્રી રણજીત પંડિત પણ રાષ્ટ્રીય ખમીર ધરાવતા હતા. કોંગ્રેસ માટે પ્રાણ ન્યોછાવર કરવાની એમની તમન્ના એમના સમગ્ર જીવનમાં તરવરી ઉઠતી હતી. હવે પછીનાં પ્રકરણોમાં આપણે જોઇશું કે હિંદ મૈયાની મુક્તિ કાજે કેટલીયે વાર કારાગૃહ વેઠી એમણે અંતે રાષ્ટ્રઆઝાદીની વેદીપર જ એમના મહામૂલા જીવનની આહૂતિ ચડાવી દીધી હતી.

લગ્ન પછીના જીવનમાં મળેલું મુક્ત વાતાવરણ અને

સ્વામી સાથેના વિચારોમાં અને આદર્શોમાં એક જ જાતનો સંવાદી સૂર ઉઠવાથી શ્રીમતી વિજયાલક્ષ્મીને પોતાના આદર્શો અને મનોરથોની સિદ્ધિ કાજે કયાંય અથડામણ ઊભી થઇ નથી કે એમના માર્ગમાં કોઇ અંતરાયો નડ્યા નથી. આ નવદંપતીએ માત્ર જીવનમાં સહચાર, શ્રદ્ધા, અને એકનિષ્ઠા સાધ્યાં નથી, સંસારમાં રહીને એમ નિરંતર કઠીન તપ અને સાધના દ્વારા માનવકલ્યાણ અને મંગલ મુક્તિની ઝંખના કરી છે. એઓ બન્ને આઝાદી માટે જ તલસ્યાં છે. અને એ તલસાટ આગળ એમણે વિજોગ, દુ:ખ, અને ગમે એવી યાતનાઓને હસતે મોઢે સ્વીકારી લીધી છે. કેટલીક વાર કૌટુમ્બિક લાગણીઓએ એમને ગૃહના સુખશાંતિ અને ઐશ્વર્ય તરફ ખેચ્યાં છે, પણ એવી નિર્બળતા કયારેય દાખવી નથી કે જ્યારે દેશની હાકલ પડી હોય અને એમણે ઘરને એક ખુણે બેસી રહીને હાકલની અવગણના કરી હોય.

# પલટાતા રંગો

યુરોપના પ્રવાસે પાછા ફર્યાં બાદ પંડિત મોતીલાલ નહેરૂ કલકત્તા ખાતે ૧૯૨૮ મા ભરાયેલી કોંગ્રેસના પ્રમુખ બન્યાં. ત્યારે આખુ નહેરૂ કુટુંબ અલ્હાબાદથી ટ્રેનમાં ખ સ જોડેલા કોચમા બેસીને કલકત્તા ગયુ હતું. કોંગ્રેસના મોંઘેરા મહેમાનો હોવાથી નહેરૂઓને એક સરસ રીતે શણગારેલા કેંપમાં ઉતારો આપવામા આવ્યો હતો. શ્રીમતી વિજયા લક્ષ્મી પણ એમના પતિ સાથે ત્યારે ત્યા ગયેલા.

કોંગ્રેસના આ અધિવેશનમા પંડિત મોતીલાલ અને એમના પુત્ર જવાહર વચ્ચે ફરીવાર વિચારોનો મતભેદ જાગ્યો અને બન્નેમાથી કોઇ નમતું આપવા તૈયાર નહોતુ. મોતીલાલજીની તીવ્ર ઇચ્છા હતી કે સર્વપક્ષી પરિષદ જ્યારે પૂર્ણ આઝાદીને ટેકો આપતી નહોતી, ત્યારે એની ફનેથી ડુમીનીયન સ્ટેટસ માટે ટેકો મેળવી લેવા કોશીશો કરવી. જવાહર આ પ્રકારની સમાધાની કરી મન મનાવી લેવા માંગતા નહોતા. કોંગ્રેસની ખુલ્લી બેઠકમા ડુમીનિયન સ્ટેટસને ઠરાવ થયો, પણ જવાહરનો વિરોધ ઉભો રહ્યો.

એ પછીના આખા વર્ષ દરમ્યાન હિંદના ખુણેખુણે પ્રવ-

સ્ત્રિઓ જાગી ઉઠી. જનતા વધુ ને વધુ રાજકારણમાં રસ લેતી થઈ હતી. બધે ઠેકાણે પ્રવૃત્તિઓમાં જાણે પ્રાણસંચાર થયો હતો અને કોઈ જબરૂં પરિવર્તન આવવા પહેલાની પૂર્વ-તૈયારીરૂપે આ બધું હોય એમ લાગતું હતું. કોઇ એવી ક્રાંતિ આવી રહી હતી જેને દૂનિયાની કોઇ સત્તા અટકાવી શકે એમ નહોતી, અને આ ક્રાંતિ સંયુક્ત પ્રાંતોના કીસાનોમાં તરવરતી હતી. નવજુવાન સંઘની ચળવળ પણ ધીમે ધીમે આગળ વધતી જતી હતી, તેમજ થોડા સમયમાં તો આખા હિંદમાં નવજુવાન સંઘો સ્થપાઇ ગયા. તેઓએ પરિષદો ભરી અને હિંદની આઝાદી માટે હોમાઈ જવાના શપથ લીધા. તેમણે પોતાના સંઘોની યુવકયુવતીઓની ટુકડીઓને ગામડાઓમાં મોકલી કીસાનોમાં વધુ જાગ્રતિ લાવવાનું કાર્ય આરંભી દીધું.

૧૯૨૯માં પંડિત જવાહરલાલ લાહોરમાં ભરાયેલી કોંગ્રેસના સરનસીન બન્યા. કોંગ્રેસની અત્યારસુધીની તવારીખમાં એવો પ્રસંગ કયારેય આવ્યો નથી જ્યારે પ્રમુખ પિતાએ હસને વદને પોતાનો હોદ્દો દિકરાને આપ્યો હોય, દેશ પોતાના વીરને આપી શકે એવું ઊંચામાં ઊંચું માન એ હતું.

એ વર્ષનુ કોંગ્રેસનું અધિવેશન બહુ સુંદર સ્મરણોએ અંકિત છે. ડીસેમ્બરની એક ઉઘડતી સવારે કાતીલ ઠંડીમાં હજ્જારો માણસોએ રાવિ નદીના પવિત્ર કાંઠાપર એકઠા થઇ પૂર્ણ આઝાદી મેળવવાના શપથ લીધા. એ ઠરાવ પછી આપણા દેશની તવારીખમાં નવીન ઉષાનો ઉદય થયો.

કોંગ્રેસના અધિવેશનની પૂર્ણાહુતિ પછી નહેરૂકુટુંબ ફરીવાર અલ્હાબાદ આવ્યું પણ ભવિષ્ય ઉજળું દેખાતું નહોતું આઝાદીના એ કંટકભર્યા માર્ગમાં દુઃખો, યાતનાઓ, મુશ્કેલીઓ વગેરેની પરંપરાઓ ઉભી હતી છતાં એ કુટુંબે ક્યારેય નિરાશા અનુભવી નથી બલ્કે યાતનાઓએ તેઓમાં નવીન ચમક અને અનુપમ જુસ્સો પેદા કર્યો

અધિવેશન અગાઉ થોડા મહિના પહેલાં પંડિત મોતીલાલે પોતાનું કિંમતી મકાન આનંદભવન રાષ્ટ્રને ચરણે ધરી દીધું દેશને એ મિલ્કત સોંપી દેવાની ઉત્કંઠા એમને ક્યારની હતી અને જ્યારે એ ઉમેદ પૂરી થઇ ત્યારે જ તેમને સંતોષ અને આનંદ થયો નહેરૂ કુટુંબના ભાવિ વસવાટ માટે એમણે બીજું નવું મકાન બનાવરાવ્યું હતું ત્યાં જઇને આખું કુટુંબ રહ્યું એ મકાનનું નામ પણ આનંદભવન રાખવામાં આવ્યું હતું જુના મકાનનું નામ બદલીને સ્વરાજભવન રાખવામાં આવ્યું જે હાલ અર્ધામાં ઇસ્પતાલ અને અર્ધામાં રાષ્ટ્રીય મહાસભા સમિતિની કચેરી તરીકે ઉપયોગમાં લેવાય છે

વિરોધ દર્શાવવા એક પ્રચંડ સરઘસ નીકળ્યું, અને એણે બીનકાયદે નીમક પકાવીને કાયદાનો સવિનય ભંગ કર્યો.

બધાંને એમ હતું કે ગાંધીજી દાંડી પહોંચશે કે તરત જ એમની ધરપકડ કરવામાં આવશે પણ સરકારે તરકીબ રચી હતી. એમને દાંડી પછીના એક બીજા ગામ સુધી જવા દીધા જ્યાં મધરાતે પોલીસપાર્ટીએ એમને ઘેરી લીધા અને એમની ધરપકડ કરવામાં આવી.

ગાંધીજી પછી તરત જ જવાહરની ધરપકડ કરવામાં આવી અને દરેક શહેર અને ગામડું સજ્જ બની ગયું. દરેક ઠેકાણે પકડાપકડી શરૂ થઇ અને અહિંસક છતાં મક્કમ જનતા પર પોલીસે લાઠીચાર્જ, ગોળીબાર, અને બીજા અનેક જુલ્મો વર્ષાવ્યા. લોકો પોતાના સ્વમાન અને પ્રતિષ્ઠાની રક્ષા કાજે હસતે મોઢે એ બધું સહન કરતા હતા. વિદ્યાર્થીઓ વિદ્યાર્થિનીઓ, અને મહિલાઓના સ્વયંસેવકદળો રચાઇ ગયા. જેમાં કમલા નહેરૂ, ક્રિષ્ણા, અને વિજયાલક્ષ્મીએ પણ સક્રીય ભાગ લીધો, તેમણે વિદેશી કાપડની દુકાનો પર પીકેટીંગ કર્યું. સરઘસોમા મોખરે સ્થાન લીધું, અને કોંગ્રેસે જે જે કાર્યક્રમ ઘડયો તેને અમલી રૂપ આપ્યું. બળતા તાપમાં તેઓ ચારેકોર ઘૂમી રહ્યા હતા એ પંડિત મોતીલાલને ઠીક ન લાગ્યું. એમણે જો કે તેમના એ કાર્યને અનુમોદન ન આપ્યું છતાં અટકાવ્યું પણ નહિ. તેઓ ત્યારે માંદગીને બીછાને હતા અને બાળકો પોતાની સાનિધ્યમાં રહે એવી એમની પ્રબળ ઈચ્છા હતી.

જવાહર તો કારાગૃહમાં હતા જ, એટલે કમલા, વિજયાલક્ષ્મી વગેરે પણ જેલમાં જાય એ એમને ગમતું નહોતું. ચળવળને સક્રીય સાથ આપવાની કે દોરવણી આપવાં જેટલી એમના શરીરમાં શક્તિ હવે રહી નહોતી, અને છંદગીપર્યંત આરામ લીધા વગર સવારથી સાંજ સુધી કામકાજ કરીને જે શ્રમ ઉઠાવ્યો હતો એ એમને ભારે પડયો હતો. ડાક્ટરોએ એમને આરામ લેવાની સલાહ આપી હતી પણ સરકાર એમને આરામ લેવા દે એમ નહોતી. ૩૦ મી જુન ૧૯૩૦ ની સાંજે એમની પણ ધરપકડ કરવામાં આવી. આમ આરામ લેવા માટે કોઈ સુંદર પ્રકૃતિધામમાં જવાને બદલે એમણે ગંગા

અચાનક જવાહરની ધરપકડ થવાથી મોતીલાલજીને સખત આઘાત લાગ્યો. એમને જવાહર સાથે બેસીને થોડીક રાજપ્રકરણી અને કૌટુમ્બિક બાબતો ચર્ચવી હતી, પણ વિધિએ એમ ન થવા દીધું. એથી એમણે ઘરના માણસોને ફેંસલો સંભળાવી દીધો કે તેઓ વધુવાર ઘરના ખૂણે બેસી રહેશે નહિ પણ ચળવળનું સુકાન હાથમા લેશે અને એમણે એમ જ કર્યું. શરીર લથડી ગયું હતુ છતા એમણે લડતમાં ઝુકાવી દીધુ અને રાતદિવસ અવિરત શ્રમ ઉઠાવ્યો. પરિણામે એમની તબીયત વધુ ખરાબ થઈ અને એમને પથારીવશ થવુ પડયુ

મોતીલાલજીને એમ લાગતુ હતુ કે એમની તબીયત કદાચ ધીમેધીમે સુધરી જાય પણ ખરો રીતે એ દિનપ્રતિદિન વધુ ને વધુ ખરાબ થતી જતી હતી કુટુંબના અન્ય માણસો એમના આ કૃશ શરીરને જોઇ નિસાસા નાખતા હતા તેઓ જ્યારે જીવનના સર્વ ઉપભોગો માણી રહ્યા હતા, ત્યારે ઘરના સ્થંભ જેવા પંડિતજી જીર્ણ અવસ્થાએ પહોચી રહ્યા હતા કોઇને એમ લાગતુ નહોતુ કે એમના જીવનનો દીપક બૂઝાઇ જશે. મૃત્યુ એમને આવા સુખી અને કિલ્લોલતા ઘરમાથી આચકી જશે એવી કલ્પના પણ કોઇને નહોતી હજારોની સામે તેઓ એકલા હાથે ઝઝૂમ્યા હતા અને વિજયી નિવડયા હતા, એથી બધાને લાગતુ હતું કે મૃત્યુ સામે ઝઘડીને તેઓ તેને હરાવશે પણ એમ ન બન્યુ. મૃત્યુએ એમને હરાવ્યા

# પહેલી જેલયાત્રા

પંડિત મોતીલાલના અવસાન પછી જવાહર ગાંધીજી સાથે કેટલીક રાજદ્વારી ચર્ચાઓ કરવા દિલ્હી ગયા. એ વખતે ગાંધીજી વાઈસરોય લોર્ડ ઇરવીન સાથે રાજકીય મડાગાંઠના ઉકેલ માટે પ્રયાસો કરી રહ્યા હતા. અને વારવાર વાઇસરોયની મુલાકાતો લઈ રહ્યા હતા. જવાહરની હાજરી ત્યાં આવશ્યક હતી.

૧૯૩૦ માં રાષ્ટ્રીય મહાસભાનુ અધિવેશન કલકત્તામાં ભરાયું જેમાં કૃષ્ણા સાથે જવાહર, કમલા અને જવાહરનાં માતુશ્રી સ્વરૂપરાણી નહેરૂએ પણ હાજરી આપી. જવાહર ત્યારે તાજા જ જેલમાંથી છૂટયા હતા અને જેલના વાતાવરણે એમને બિમાર પાડયા હતા. વધુમા એમના પિતાના અવસાને પણ એમને આઘાત પહોંચાડયો હતો. એથી એમનું લોખંડી શરીર અખડી ગયું હતું એટલે અધિવેશનનું કાર્ય આટોપાઈ ગયા પછી તેઓ કમલા સાથે સીલોનની મુલાકાતે ઉપડ્યા. આ પતિપત્નિને સીલોનના વતનીઓએ ખૂબ આદરભાવ આપ્યો. જવાહર એનું વર્ણન કરતાં એક જગ્યાએ લખે છે "લોકોનો આદરભાવ પ્રચંડ હતો. માર્ગમાં અમારૂં દર્શન કરવા આવેલા હજારો માણસો વચ્ચેથી અમે અમારો માર્ગ કરી રહ્યા હતા. એ લોકોએ અમારા પર પુષ્પાંજલિઓ વરસાવી અમને ગભરાવી મૂકયા. એમના આ અપૂર્વ સ્નેહનું

માપ કાઢવા હું મથ્યો. અને મને થયું કે આ પુષ્પવર્ષા પાછળ વ્યક્તિથી પણ સવિશેષ એવો કોઈ ઉમળકો હતો. એ લોકો હિંદની મહત્તા અને લડતને આદરભાવ આપી રહ્યા હતા. અમે તો એ મહત્તાના માત્ર પડછાયા હતા. અગાઉ એવો વખત હતો કે પરદેશગમન કરતો કોઈ હિંદી શરમથી કોઇ ઠેકાણે એનું માથું ઊંચું કરી શકતો નહિ. પણ હિંદે પોતાની સ્વાધીનતા મેળવવા માથું ઉંચકયા પછી પરિવર્તનનો તબકકો આવી ગયો. આજે એવો સમય છે કે પોતાની જાતને હિંદીઓ તરીકે ઓળખાવવામા આપણે ગર્વ લઇએ છીએ. અને તેમાં યે એની મુકિતની લડતમાં જેણે જેણે સામાન્યમાં સામાન્ય ભાગ ભજવ્યો છે એ દરેક સ્ત્રી–પુરૂષ નૂતન હિંદને મળેલા આ યશમાં ભાગીદાર હોવાનો ગર્વ લઇ શકે છે. "

ગાંધી–ઇરવીન કરારો થયા પણ દેશની હાલત સુધરી નહિ. સરકારે ખંધાઈ કરી અને કરારોને વળગી રહેવામા કાંઇ ખાસ કાળજી દેખાડી નહિ. એટલે જનતાને પોતાની લડતનુ ઇચ્છીત ફળ ન મળવાથી ગુસ્સો ચઢયો. એ વખતે સંયુકત પ્રાંતોના કીસાનોમાં અસંતોષ અને અશાંતિ ફાટી નીકળ્યા. સરકાર એમને દબાવી દેવા નવા નવા ઓર્ડીનન્સો બહાર પાડવા લાગી.

કે તરત જ એમને જવાહરની ગીરફતારીના સમાચાર મળ્યા. કોંગ્રેસના બીજા નેતાઓ પણ પકડાવા માંડયા હતા. સરકારે પ્રાંતોમાં ઓર્ડિનન્સ રાજ ચાલુ કર્યું હતું, જામગરી મુકાઈ ગઈ હતી અને ફરીવાર લડતનો ભડકો ઉઠયો. ૪થી જાન્યુઆરી ૧૯૩૨ના રોજ ગાંધીજી અને સરદાર વલ્લભભાઈ પટેલને પકડી લેવામાં આવ્યા અને વિના મુકર્દમે જેલમાં પૂરી દેવામાં આવ્યા. આમ થોડાજ અઠવાડીયાઓમાં પરિસ્થિતિ ઉગ્રતાએ પહોંચી ગઈ.

શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત વગેરેએ અત્યારસુધીની ચળવળોમા બહુ ભાગ લીધો નહોતો. પણ આ લડતમાં તેઓ તેમ જ કુટુંબની અન્ય વ્યક્તિઓએ ચાહોમ કરીને ઝુકાવી દીધું.

વૃદ્ધાવસ્થાને આરે પહોચેલા એમનાં માતુશ્રી સ્વરૂપરાણી નહેરૂ નાજુક તબીયતના હોવા છતાં લડતથી દૂર રહી શકયા નહિ તેઓ પણ આજુબાજુનાં શહેરો અને ગામડાઓમાં ઘૂમવા લાગ્યા. એમના જુસ્સાએ તો બધાને ઝાંખા પાડી દીધા. જીવનમાં જેણે શાંતિ અને સુખ સિવાય બીજું કાંઈ જોયું નહોતું, જેણે રાષ્ટ્રની રોજીંદી પ્રવૃત્તિઓમાં કયારેય સક્રીય ભાગ લીધો નહોતો, એ લડતનાં મંડાણ થતા જ કોઈ અપૂર્વ શક્તિથી ઘુમવા લાગ્યાં. એમની આંખોમાં અદશ્ય પ્રેરણા અને નવું શ્રદ્ધાબળ ચમકવા લાગ્યું.

સરકારે વિજયાલક્ષ્મી, ક્રિષ્ણા અને એમની બીજી સહકાર્યકર બહેનોને નોટીસ આપી ચેતવણી દીધી કે એમણે એક મહિના પર્યંત કોઈ સભા, સરઘસ કે હડતાલની

પ્રવૃત્તિઓમાં બીલકુલ ભાગ ન લેવો. એમની ગીરફતારીનો વારો આવી પહોંચ્યો હતો. પણ તેઓ બે અઠવાડિયા સુધી થોભી ગયાં. પંદર દિવસ પછી દેશભરમાં સ્વાતંત્ર્યદિનની ઉજવણી થઈ ત્યારે અલ્હાબાદમાં ગં. સ્વ સ્વરૂપરાણી નહેરૂના અધ્યક્ષસ્થાને એક વિરાટ જાહેરસભા ભરવામાં આવી. પોલીસને ખબર પડતાંજ એ ત્યાં ધસી આવી અને ચાલુ મીટીંગે સ્ત્રીઓ અને પુરુષો પર લાઠીચાર્જ કરવામાં આવ્યો. ઘણી મહિલાઓને એ સ્થાનેથી જ પકડી જવામા આવી. ઘણી સ્ત્રીઓ અને બાળકો ઘાયલ થયા. શ્રીમતી વિજયાલક્ષ્મી વગેરેએ નોટિસનો ભંગ કર્યો હતો એટલે પકડાઇ જવાની એમને પણ દહેશત હતી. છતા એ ઘડીએ એમાના કોઇને પકડયાં નહિ. બીજે દિવસે સવારે આનંદભવન આગળ પોલીસ ગાડી આવીને ઉભી રહી બન્ને બહેનોની ગીરફતારીનું વોરંટ લઇ પોલીસ ઈન્સપેકટર આવ્યા હતા.

એમણે ઝડપથી જેલ જવાની તૈયારીઓ કરી લીધી. કપડાંલત્તાં, અને બીજી જરૂરી ચીજો લઈ લીધી, અને એમનાં માતુશ્રી, મોટાકાકી વગેરે કુટુંબીજનોની વિદાય લીધી. માતુશ્રીએ અશ્રુભીની આખોએ વિજયાલક્ષ્મી અને કિષ્ણાને વિદાય આપી.

આ રીતે ગૃહનું આનંદમય વાતાવરણ ત્યજીને તેઓ જીલ્લા જેલ તરફ ચાલ્યાં. જ્યારે તેઓ ત્યાં પહોંચ્યા ત્યારે જોયુ તો એમની સહકાર્યકર બીજી બહેનો અગાઉથી ગીરફતાર થઇને ત્યાં આવી પહોચી હતી. કોઈના મોઢા પર જરા જેટલોય

ઉદ્વેગ નહોતો ગમે તેવા દુ ખો અને યાતનાઓ સહન કરવાનો જેમણે એકવાર નિર્ધાર કર્યો હોય એમને દુ ખ જેવુ કયારેય લાગતુ નથી પણ એક વસ્તુ એમને સાલતી હતી એમને જે બીજી કેદી સ્ત્રીઓ સ ગાથે પૂરવામા આવી હતી, એ બધી કોઇ ને કોઇ હિ સાના ગુન્હાઓ માટે સજા ખાઇને આવી હતી કેટલીક જાતીય રોગોથી પીડાતી હતી અને કેટલીક ઉગ્ર સ્વભાવની હતી

શ્રીમતી વિજયાલક્ષ્મીને જીવનના આ પ્રથમ કારાવાસના દિવસોમા ખૂબખૂબ અનુભવો થયા ઘણુ ઘણુ જાણવાનુ મળ્યુ. અનેક સ્ત્રીઓના પરિચયમા આવવાનુ થયુ કેટલીક નિર્દોષ બાળિકાઓ જેમણે કોઇ અણધારી પળોએ હિ સક વૃત્તિથી પ્રેરાઇને કોઈના જીવ લેવાના કાર્યો કર્યા હતા એમને જોઇને ખરેખર એમને અનુક પા આવતી હતી શરૂઆતના એમના દિવસો બ હુ ખરાબ ગયા એમની કોટડીઓમા જીવજ તુઓ ઉભરાઇ રહેતા હતા અને તેઓ પથારીમા ચડી આવી એમને આ ખી રાત હેરાન પરેશાન કરી મૂકતા હતા

એમના પર મુકદમો ચાલ્યો ત્યાસુધી એમને એ જેલમાજ પૂરાઇ રહેવુ પડયુ આખરે કેસ ચાલ્યો અને બન્ને બહેનોને એકેક વર્ષની કેદની સજા મળી મુકદમો ચાલી ગયા પછી એમને લખનૌની નૈની જેલમા પુરવામા આવ્યા એમનીપાસેથી બધી વસ્તુઓની જપ્તી લેવામા આવી, અને કડકડતી ઠંડીમા એક બરાકમાં ધકેલી દીધા અહી એમણે આઠ અગીયાર મહીના વિતાવ્યા

દર સોમવારે જેલમાં પરેડ થતી. એ દિવસે જેલનો સુપ્રીટેન્ડેન્ટ કેદીઓનું નિરીક્ષણ કરવા આવતો, અને કેદીઓને કાંઇ ફરિયાદ કરવાની હોય તો સાંભળતો. જેલમા બેસીને ગપ્પાં મારવા કરતાં સમયનો સદુપયોગ કરી લેવાનું બન્ને બહેનોને ઠીક લાગ્યું અને એમણે પુસ્તકોનું સતત અધ્યયન કરીને જેલનો લાંબો સમય કાઢી નાખ્યો.

દરેક સ્ત્રી કેદી પાસે છ સાડીઓ અને થોડા પોલકા અને ચણીયા રાખવા દેવામા આવ્યા હતા. એ બધાં વસ્ત્રો એમને હાથે ધોવા પડતાં. જાડી ખરબચડી ખાદીનાં એ વસ્ત્રો જ્યારે પાણીમાં પલળતા ત્યારે બહુ વજનદાર થઇ જતાં અને એ ધોતા બહુ શ્રમ પડતો. છતા એ પણ એક નવલ અનુભવ હતો ધીમે ધીમે એ કામ એમને ફાવી ગયું.

જેલમાં એમને જે ખોરાક અપાતો એ દુર્ગંધ મારતો. છતા કમને એ ખાવો પડતો. ખોરાકની દુર્ગંધ કરતા ય એને પીરસવાની પદ્ધતિ બહુ ખરાબ હતી. અને જોઇને સૂગ ચડતી. એથી એમણે જેલના સુપ્રીટેન્ડેન્ટ પાસેથી હાથે રાધી લેવાની પરવાનગી માગી, જે મંજુર કરવામા આવી. ત્યારપછી એમણે બધાએ હાથે રાધીને જ જેલના બાકીના સમયમા સ્વાસ્થ્ય સુધાર્યું.

બધા રાજદ્વારી સ્ત્રીકેદીઓને એકેક બરાકમાં દસથી બાર જણના હિસાબે પૂરવામા આવી હતી. બરાકની બહારના ચોકમા તેઓ સાજના પાચ વાગ્યા સુધી છુટથી હરી ફરી શકતી. એ પછી એમને બરાકમાં પુરી દેવામાં આવતી

અને બીજા દિવસે સવારમાં છ વાગ્યે ફરીવાર બરાકના તાળાં ખુલતા. પાંચ વાગ્યા પછીનો સમય કાઢવો એમના માટે બહુ કઠીન હતો છતાં એ ઓ બધી ચર્ચાઓ, વાર્તાલાપો વગેરે ગોઠવાતી. કોઇ કોઈ વાર ગીતો ગાવાની હરીફાઇ પણ ચાલતી. આમ સમય અને દિવસો ચાલ્યા જતા હતા. એમાં દુ:ખ, વિષાદ અને આનંદ બધાના મિશ્ર રંગો પડયા હતા.

બહારની દુનિયાના ખબરો એમને ભાગ્યે જ મળતા. અને મળતા ત્યારે એમને અસ્વસ્થ બનાવી મૂકતા. એકવાર એમણે સાંભળ્યું કે એમનાં માતુશ્રી કોઇ લાઠીચાર્જમાં ઘવાયાં હતાં. જેલના સત્તાવાળાઓ કનેથી એમણે બરાબર ખબરો મેળવવા પ્રયત્ન કરી જોયો, પણ કોઇએ દાદ દીધી નહિ. એમનાં માતુશ્રીને તાર કરવાની કે કાગળ સરખો લખીને પૂછાવી જોવાની પરવાનગી પણ ન મળી. કારણ કે દરેક કેદીને પખવાડીયે એક પત્ર લખવાની જે છુટ મળે છે એનો ઉપયોગ વિજયાલક્ષ્મીએ કરી લીધો હતો. એથી એમને ખુબજ નિરાશા થએલી.

મુલાકાતના દિવસોએ એઓ આતુર બનીને બેસતાં. હમણાં કોઈ આવશે એને જોવા આતુર હૈયું ફફડી ઉઠતું. અને મળવા આવનારમાં એમનાં માતુશ્રી સિવાય બીજું કોઇ તો હતું નહિ. જવાહર, રણજિત પંડિત, બધા જેલમાં હતા. કોઇ કોઇવાર માતુશ્રી આ બન્ને બહેનોને મળવા આવતાં ત્યારે હૈયું ખોલીને વાતચીત થઇ શકતી નહિ. ઊર્મિઓ આવી આવીને અધવચ્ચે અટકી જતી. અને જીવનમાં વિષાદ સિવાય હવે બીજું રહ્યું હતું પણ શું ?

આમ જીંદગીના દિવસ પછી દિવસ અને મહિનાઓ ચાલ્યા જતા હતા. કોઈવાર જેલબહારના અંગતજનો યાદ આવી જતાં ત્યારે તેઓ રોઈ પડતાં. એકલવાયાપણું લાગવાથી બધું સૂનકાર લાગતું. ત્યારે એઓ ચોપડીઓ વાંચવામાં મન પરોવી ચિત્તની શાંતિ ખોળી લેતાં.

જેલમાં એમને જે અનુભવો થયા એ બધાએ એમના માનસ પર ઊંડી અસર કરી. તેઓ પ્રધાન બન્યા પછી એમણે એના ઉકેલો શોધવા પ્રયાસો કર્યા હતા. જેલમાં ઘણી યુવતીઓ કોઇ ને કોઈ હિંસક ગુન્હા માટે સજા ખાઇને આવી હતી. એ કેદીઓ પ્રત્યે સત્તાવાળાઓ જે પ્રકારનો વર્તાવ રાખતા એ તો કોઇ પણ વ્યક્તિનું લોહી તપાવી દે એવો હતો! જેલની બધી વોરડ઼ેસો હલકી જાતની હતી અને કેદીઓ પ્રત્યે તોછડું વર્તન રાખતી હતી, એટલું જ નહિ પરંતુ તેઓ અવારનવાર કેદીઓનું અપમાન પણ કરી લેતી.

જેલજીવન અનેક કષ્ટોથી ભરેલું હતું એ ખરૂં, પણ એમાથી અનુભવો ઘણા મળ્યા. ખાસ કરીને સમાજમાથી બાતલ થયેલી કેટલીક જુવાન સ્ત્રીગુન્હેગારોના સંપર્કમા એઓ આવી શકયા. અને એમના જીવનમા ઊંડો પ્રવેશ કરી શકયા. સમાજે ભલે એમને તરછોડી દૂર ફેંકી હોય, છતા એમનામાં રહેલી માનવતા સમાજની અંદર પડેલી વ્યક્તિઓ કરતા વધુ સુંદર હતી.

તેમને જ્યારે લાંબી મુદતની સજા પછી છોડી મૂકવ મા આવે ત્યારે તેઓનું કોણ? ઘરબાર વગરની, આશ્રયહીન, સહાય કે માર્ગદર્શન વગર એમને નવા જીવનનો પંથ કોણ

દેખાડે એમ હતુ ? એમને કઇ સહાય જેવું થઈ પડે એમ હોય તો જેલનિવાસ દરમ્યાન એમણે શીખેલી લુચ્ચાઇ અને લફંગાઇ કદાચ એવી લુચ્ચાઇથી બીજાઓને ભોળવીને એમના ગળામા ફાસલો નાખતા એમને જરૂર આવડે પણ એ ગુન્હો બહાર આવતાં ફરી વાર જેલના બારણા એમને જોવાના સર્જાયા છે

ઘણીવાર આપણે અખબારોમા જુવાન છોકરીઓને કોઇ ભયંકર ગુન્હાઓ માટે સજા થતી આપણે વાચીએ છીએ, અને પ્રજી ઉઠીએ છીએ આપણે વિચારીએ છીએ કે શુ એ સાચુ હશે ? આપણે આ વિષે સાધારણ રીતે કઈ નથી જાણતા હોતા આપણુ જીવન જ એશઆરામમા જતુ હોવાથી આપણને જરાય ખબર નથી હોતી કે આ જાતની સ્ત્રીઓ કેવી કેવી લાલચોમા લપટાી પડીને આવા હિંસાત્મક ગુન્હાઓમા સડોવાય છે ! જ્યારે જ્યારે આવા કપાવનારા ગુન્હાઓ વિષે અખબારોમા આપણે વાચીએ છીએ ત્યારે આપણે એ પ્રત્યે સખત અણગમો દેખાડીએ છીએ, અને તેથી સમાજને કેવુ નીચુ જોવા જેવુ થયુ એનો ખ્યાલ કરીએ છીએ. પણ સ્વય આપણે જ એવી પરિસ્થિતિમા મૂકાઈ ગયા હોઇએ તો શુ કરીએ એનો ખ્યાલ કદી કર્યો છે ?

શ્રીમતી વિજયાલક્ષ્મીના પરિચયમા એવી એક જુવાન સ્ત્રીકેદી આવી હતી એનુ નામ બચુવી હતું એમની સ્મરણ-પોથીમા એમણે આ છોકરી વિષે ઠીકઠીક ઉલ્લેખ કર્યો છે. એના વિષે લખવાનુ ખાસ કારણ તો એ હતુ કે એ છોકરીની

ઉંમર માંડ વીસની અંદરની હતી. એ સુંદર હતી છતાં નિર્દોષ હતી. એણે એના ધણીનું ખુન કર્યું હતું, કારણ કે એ દરરોજ એને સતાવતો હતો, મારપીટ કરતો હતો અને અડધી ભૂખી રાખતો હતો. વિજયાલક્ષ્મીને એ છોકરી પ્રત્યે અત્યંત સહાનુભૂતિ જન્મી હતી, કારણ કે એણે હિંસાનું જે કાર્ય કર્યું હતું એ ગુસ્સાની અને ઉશ્કેરાટની કોઇ વેગભરી પળે કર્યું હતું. અસહ્ય યાતનાઓ અંતેનું બચુલીનું એ પગલું હતું.

જેલમાં એક વર્ષ એ બચુલી સાથે ગાળ્યા પછી જ્યારે એમનો છૂટવાનો સમય આવ્યો ત્યારે વિજયાલક્ષ્મીના ગળે ડૂમો ભરાઇ આવ્યો હતો. જેલબહાર એ ચમકતી આંખોવાળી બચુલી નહિ હોય એ વિચારે એમનામાં વિષાદ ભરી દીધો હતો.



## જાહેરમાં પ્રવચનના પ્રયાસો

શ્રીમતી વિજયાલક્ષ્મીએ અત્યાર સુધી જાહેરમા કોઇ પ્રવચનો કર્યા નહોતા પણ તેઓ જો બોલવા ઉભા થાય તો જનતાને વશ કરી શકે એવી પ્રતિભા અને વકતૃત્વકલા એમને વરી ચૂકયા હતા બચપણથી જ એમનામા આત્મશ્રદ્ધા જણાઇ આવતી હતી કોઇ પણ કામ હાથમા લીધા પછી એમા પૂર્ણ સફળતા ન મળે ત્યાસુધી એને દૂર કરતા નહિ આ શ્રદ્ધાએ યુવાન વયે એમને સિદ્ધિના પગથિયા ચડવામા બહુ મદદ કરી ગમે એવી પરિસ્થિતિનો સામનો કરતા એઓ જરાય અચકાતા નહિ અથવા કયારેય મિજાજ ગુમાવી બેસતા નહિ એમનો દેખાવ જ એવો આકર્ષક, સુદર અને પ્રતિભા યુક્ત છે કે જનતા એમનામા અન્જાઇ જાય છે રાજકારણમા સક્રીય ભાગ લેવાનુ ચાલુ કર્યા પછી એમનામા રહેલી ગુપ્ત શકિતએ એ એમના સમગ્ર કુટુબને આશ્ચર્યમા મૂકી દીધુ ગમે તેવી વિશાળ જનસભામા પ્રવચન કરતા તેઓ મુઝાતા કે અચકાતા નથી તેઓ હિન્દુસ્તાની તેમજ અગ્રેજી એમ બન્ને ભાષાઓમા વેગભરી શૈલીએ બોલી શકે છે

વિહરતી હશે. એ કલ્પનારાજ્યની રાણી બની મુક્ત આનંદે મહાલતી હશે. તેમના વિષે પણ એમ જ હતું. જ્યારે ઘરના કુંઠિત વાતાવરણથી કંટાળતાં ત્યારે તેઓ એમના બગીચાના કોઇ એકાંત ખૂણામાં કલાકો સુધી બેસતા અને કંઈ કંઈ મનોરથોની માળાઓ ગૂંથતાં. ત્યારે જાણે એમને લાગતું કે આસપાસનું વાતાવરણ પણ એમની સાથે તાલ લઈ રહ્યુ છે અને હસી રહ્યુ છે થોડા વર્ષ પછી તેઓ કિશોરાવસ્થામા પ્રવેશ્યાં ત્યારે એમના આગળ વધેલા અભ્યાસે એમની કલ્પનાઓને વધુ સામગ્રી પૂરી પાડી ખાસ કરીને શેક્સપીઅરના નાટકોની પેલી બે જનતાની બહુ જીભે ચડેલી મુખ્ય નાયિકાઓ રોઝીટા અને પોર્શીઆ—એ બન્નેએ એમના નાનકડા માનસપર કબજો મેળવી લીધો હતો, એ નાયિકાઓના અનોખા વ્યક્તિત્વે, એમની ભાષાએ, શૈલીએ અને છટાએ નાનકડી વિજયાલક્ષ્મી પર પ્રચંડ અસર જમાવી હતી. કોઇ વાર જ્યારે એમના અભ્યાસક્રમમા મેરી એન્ટોઇનેટ અથવા મહારાણી એલીઝાબેથ વિષે વાંચવામા આવતુ ત્યારે તેઓ પોતાના લોહીમા એ રાણીઓના જેવો થનગનાટ અનુભવતા. અને મોટા ભાઇ જવાહર સાથે ઘોડા પર સ્વારી કરી તેઓ ઘોડાને દોડાવી મૂકતા ત્યારે એમને લાગતું, કે તેઓ ઝાસીની રાણી લક્ષ્મીબાઇની જેમ એક દિવસ જરૂર બ્રિટિશ લશ્કરો સામે ઝઝૂમશે પણ કિશોરાવસ્થાના એ દિવસો ચાલ્યા ગયા અને યૌવન આવ્યું.

એક દિવસ પ્રથમ વાર એમણે એની બિસાટ અને સરોજિની નાયડુને પ્રવચનો કરતા સાંભળ્યાં. બિસાટ મૈયાના

શબ્દોએ એમના પર જાદુ કર્યું. જાણે એઓ કોઈ નૂતન પ્રદેશમાં ઉચાકાઈ ગયાં. એમના જેવી વક્તૃત્વકળા હસ્તગત કરી લેવી જોઈએ એમ એમને ત્યારે થયું. અને એ માટે પ્રયત્નો પણ આદરી લીધા.

શ્રીમતી સરોજિની નાયડુ એમનો આદર્શ હતાં. એમના જેટલી ઉચ્ચ કક્ષાએ પહોંચવાનાં સ્વપ્ન સેવવા એ જોકે એમના માટે દુર્ઘટ હતું છતાં એમની વાણીમાં જે જાદુઈ સ્પર્શ હતો, રણકાર હતો, અને ડોલન હતું એ બધું એમના કાજે પ્રેરણાત્મક હતું. એ પ્રેરણાઓનાં અમીસિંચનથી એમનું વક્તૃત્વ ઘડાયું.

તેઓ હંમેશાં બે પ્રકારનું જીવન જીવી રહ્યાં છે. વાસ્તવિક અને અવાસ્તવિક. જ્યારે તેઓ નિત્યના ઘરેઠભર્યા જીવનમાં એમના કાર્યરથને ચલાવે છે ત્યારે એ જીવન માત્ર નક્કર વાસ્તવિકતાથી ભરેલું લાગે છે. પણ જ્યારે તેઓ કલ્પનાની ભૂમિમાં વિહરે છે ત્યારે એ અવાસ્તવિક બની જાય છે. આવું જ્યારે જ્યારે તેઓ જાહેરમાં પ્રવચન કરતા હોય છે ત્યારે બને છે. એવે વખતે તેઓ એ પ્રવચનનાં એક અંશરૂપ બની જાય છે. જે પ્રશ્ન તેઓ છેડી રહ્યાં હોય છે એ પ્રશ્ન એમના લોહી સાથે મેળ સાધતો હોય, એવી સંલગ્નતા તેઓ અનુભવે છે.

જાહેરમાં પ્રવચન કરવાનો એવો પ્રથમ મોકો એમને અસહકારની ચળવળ દરમ્યાન મળેલો. એ વખતે વાતાવરણ અંધાધુંધીભર્યું હતું અને અસહકારીઓની ધગશનો પારો

ધાર્યા કરતાં ઊંચે ગયો હતો. અલ્હાબાદમાં કોંગ્રેસના કેટલાક આગેવાનો જેલના સળિયા પાછળ ધકેલાઈ ગયા હતા, અને મહિલાઓ પણ હજારોની સંખ્યામાં એ ચળવળમાં જોડાઈ હતી. તેઓ સરઘસોમાં, વિદેશી માલની દુકાનો પરના પિકેટીંગમાં, અને પ્રચારકાર્યમાં સહકાર આપી રહી હતી. એ સમયે ભરાતી મિટિંગોમાં જુસ્સો અને દલીલો મુખ્ય ગણાતા. -શું બોલાયું એની કોઈને પડી નહોતી; પણ કોણ કોણ બોલ્યું એના પર વધુપડતું મહત્ત્વ અપાતું હતું.

એક દિવસ અલ્હાબાદની વિરાટ માનવમેદની સમક્ષ બોલવાનો એમનો વારો આવ્યો. તેઓ ગભરાઈ ગયાં. શું બોલવું એની કાંઈ તૈયારીઓ આગળથી કરીને તો તે આવ્યાં નહોતા. મગજમાં કોઈ પ્રેરણાત્મક વિચારો પણ નહોતા, તેમ જ આસપાસ એકઠા થયેલા માનવસમુદાયમાંથી પણ કાંઈ પ્રેરણા મળી શકે એમ નહોતી. ત્યાં એમની કલ્પનારાજ્યની પેલી નાયિકાઓ એમને સાભરી આવી. એમને ઉત્તેજના મળી ચૂકી. એમની સમક્ષ જે ટોળુ જમા થયું હતુ એ એમને પોતાના એક અંશરૂપ લાગ્યુ.' અને તેઓ બન્ને કોઈ અદીઠ મહાન શક્તિના અંશો કયા નહોતા? લોકોને આપવાનો સંદેશો એમને મળી ચૂક્યો હતો. એ પછીના દરેક સમયે કરેલાં પ્રવચનોમાં એમણે લોકોને પોતાની કલ્પનાની ભૂમિના માણસો સમજીને સંબોધ્યાં છે, અને હમેશા જનતાએ એમને જય-નાદોથી વધાવ્યાં છે.

એ સાંજે પ્રવચન પૂરૂં કર્યા પછી સભામંચ પરથી નીચે

ઊતરતાં એમણે જોયું, કે લોકો એમના ભાષણથી કેવા મંત્ર-મુગ્ધ થયા હતા ! એ માત્ર કાલ્પનિક વિજય નહોતો. એમના પ્રવચનમાં સત્યનો રણકો હતો અને લોકોએ એને વધાવી લીધું. કારણ કે જે ભાવના વ્યક્ત કરવા તેઓ મથી રહ્યાં હતાં, એનો તેમાં પડઘો હતો.

એ પછી વારંવાર એમને સભાઓમાં પ્રવચનો કરવા માટે આમંત્રણો મળવા લાગ્યાં. એમને લાગ્યું કે હવે કાંઈક કસબ હાથ કરી લેવો જોઈએ. ઝડપથી ભરાતી સભાઓમાં અચાનક બોલવા ઊભા થતાં, સરકી જતા વિચારોને ઝૂંટવી લેવાનો સમય વક્તાને મળતો નથી. પણ ભાષણની અભિનવ શૈલી માટે અવકાશ રહે છે. આગળનો વક્તા જે કઇ બોલી ગયો હોય એનું જ અન્ય વક્તાઓએ ફરી ફરી વાર પુનરાવર્તન કરવાનું હોવાથી ભાષણમાં કાંઈ નવીનતા આવતી નથી. નવીન શૈલી જ એ નવીનતા ઊભી કરી શકે.

એક અનોખો કસબ એમણે હાથ કરી લીધો. ભાષણની શરૂઆત અત્યંત ધીમા અવાજે કરવાની શૈલી એમણે અખત્યાર કરી. એમણે જોયું તો શ્રોતાસમૂહને પ્રવચનમાં રસ પડતો હતો અને એ સાંભળવું પણ સહેલું લાગતું હતું. આ શૈલી એમને બહુ ઉપયોગની થઇ પડી, અને લાંબા વખત સુધી એ પદ્ધતિને તેઓ વળગી રહ્યાં.

થોડાં વર્ષ પછી એક વાર એમણે કાઠિયાવાડની મુલાકાત પણ લીધેલી. ગુજરાતી ભાષા તેઓ સમજી શકતાં, પણ બોલી

શકતાં નહિ. પણ જનતાને એ વિષે કંઈ માહિતી નહોતી. લોકો એમના માનમાં જાહેર સભાઓ ગોઠવવા લાગ્યા અને એમને ભાષણો કરવા માટે આમંત્રવા લાગ્યા. તેઓ એમની મુશ્કેલી સમજી શકતા નહોતા. પહેલી જ વાર એક સભામાં બોલવાનું આમંત્રણ એમણે સ્વીકાર્યું, પણ જ્યારે બોલવા ઉભાં થયાં ત્યારે મૂંઝાઈ ગયાં. ભાંગી તૂટી ગુજરાતી ભાષામાં લોકોને ન સમજાય એવું બોલવું તે કરતાં હિંદી ભાષામાં જ કંઇક સમજાય એવું બોલવું એમને ઠીક લાગ્યું. એમણે હિંદીમાં જ શરૂઆત કરી અને જોયું તો લોકો એમના ભાષણનો ભાવાર્થ બરાબર પકડી શકતા હતા, અને રસપૂર્વક સાંભળતા હતા. અહીં પણ ધીમા અવાજે શરૂ કરવાની એમની શૈલીએ એમને સહાય કરી.

આમ અસહકારની ચળવળ વેળાયે એમણે પ્રવચનોમાં અપનાવેલી શૈલી પકડી રાખી અને સમય જેમ જેમ વહેતો ગયો તેમ તેમ તેઓ એ ચળવળનાં એક મુખ્ય મોવડી હોય એમ બધાંને લાગવા માંડયું. પણ ખરૂં જોતાં અત્યાર સુધીમાં સભાઓ ગજાવવા સિવાય એમણે ચળવળમાં બીજું કાંઇ કાર્ય

પડતા મહિલાઓને રસના પ્રવાહમા ખેંચવા માટે તો તેમની સમક્ષ એકએકથી ચડિયાતા સામાજિક વિષયો પડયા હતા. પણુ વિદ્યાર્થીઓ સમક્ષ બોલવું પડતુ ત્યારે હમેશા શંકા રહેતી. વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ સમક્ષ કરેલાં પ્રવચનોમા એમને બહુ ખરાબ અનુભવો થયા તેઓ એમની પંડિતાઇભરેલી લાબી લાબી વાતો સમજી શકતા નહિ અને કંટાળી જતા. એમને થયુ કે, શા માટે તેઓ સમક્ષ કોઇ સામાન્ય માણસની ભાષામા ન બોલવું ? -

એક દિવસ વિદ્યાર્થીઓની એક સંસ્થાએ એમને ભાષણ કરવા આમંત્ર્યાં. કોઇ જાતની પૂર્વતૈયારીઓ કર્યા વગર તેઓ મુકરર કરેલા સ્થાને ગયા એમને એમ 'હતુ' કે ત્યાં એકત્ર થયેલા શિશુ મુખારવિંદોમાથી જ કોઇ ને કોઇ પ્રેરણા મળી રહેશે. અને એમ જ બન્યુ. એમની સન્મુખ બેઠેલા એ તેજસ્વી, આતુર અને સ્મિત વેરતા મુખારવિંદોએ એમની પ્રેરણાને જગાડી દીધી. તેઓ બોલ્યા જેમ કરખાંગણે એકઠાં

થોડાં વર્ષ અગાઉ વિદ્યાર્થી યુનિયનના આશ્રયે, સુવિખ્યાત રશિયન નવલકથાકાર મૅક્સીમ ગૉર્કી દિનની ઉજવણી કરવામાં આવી હતી. શ્રીમતી વિજયાલક્ષ્મી અચાનક ત્યાં જઈ ચડ્યા. સભામંચ પર કેટલીયે વિદ્વાન વ્યક્તિઓએ આવી આવીને ગૉર્કીના ભારોભાર વખાણ કર્યાં; અને એને દુનિયાના વિદ્યમાન અને અવસાન પામેલ સાહિત્યસ્વામીઓની તુલનામાં મૂકી દીધો. વિજયાલક્ષ્મી બેઠાં બેઠાં એ વાણીના પ્રવાહો સાંભળ્યે જતા હતાં. એમને લાગ્યું કે ગૉર્કીએ જે પ્રાણ ફૂંક્યો છે, એ પ્રાણનો ધ્વનિ કોઇના ભાષણમાંથી આવતો નહોતો. વાતાવરણ જો કે શબ્દપતાથી છવાઇ ગયું હતું, અને ચારેકોર શબ્દોનો મહાસાગર ઉછળતો હતો, પણ એ બધું નિરર્થક હતું. સભાજનો પર એની કાંઈ અસર થતી નહોતી. તેઓ પોતાની ઉત્કંઠાને રોકી શક્યાં નહિ સભાપતિને એક ચિઠ્ઠી લખી ગૉર્કી વિષે કંઇક બોલવાની ઇંતેજારી દેખાડી એમની વિનંતિ માન્ય રાખવામા આવી અને તેઓ બોલવા ઊભા થયા. અહીં ફરી વાર કલ્પના એમની મદદે ધસી આવી. સભાગૃહની ખુરશીઓ અને હરોળોને બદલે એમને એવા લોકો જોવામા આવ્યા કે જેમના વિષે ગૉર્કીએ ખરેખર કંઇક લખ્યુ હતુ. એ લોકોનુ કલ્પનાચિત્ર આવીને એમની નજર આગળ ખડું થઈ ગયું. વાણીનો પ્રવાહ અસ્ખલિત ધોધરૂપે વહેવા લાગ્યો. એમની સમક્ષ વિજયાક્ષ્મીએ હિંદના ધૂળભરેલા ગામડાઓનો ચિતાર રજૂ કર્યો, જે ગામડા ગૉર્કીના દેશના ગામડાઓ જેવાં જ હતાં. વિદ્યાર્થીઓ સમક્ષ એમણે એ લોકોના જીવનનો સંદેશો એવી રીતે મૂક્યો જે હિંદનો સામાન્યમાં સામાન્ય મજૂર અને

કિસાન પણ સમજી શકે. આ પ્રવચને વિદ્યાર્થીઓ પર ભારી અસર કરી હતી. એમણે સભાગૃહને તાળીઓના ગડગડાટથી ગજાવી દીધુ. એમણે સભાનો રંગ પલટી નાખ્યો હતો. એમના ભાષણની પૂર્ણાહુતિ પછી કોઇ પણ વકતાને વિદ્યાર્થીઓએ શાંતિથી સાંભળ્યો નહિ.

૧૯૩૫ મા મ્યુનિસિપાલ બોર્ડની ચૂંટણીમાં તેઓ એક ઉમેદવાર તરીકે ઊભાં હતાં. ચૂંટણીમાં કેવી કળવકળથી કામ લેવુ એ તેઓ ત્યારે જાણતાં નહોતાં, અને મત આપનારાઓને કોઈ જાતના વચનો આપીને બંધાઈ જવા પણ એઓ તૈયાર નહોતા એમના પક્ષે એક મેનીફેસ્ટો બહાર પાડી લોકોને થોડાક વચનો પણ આપ્યાં હતાં, પણ વિજયાલક્ષ્મી અગાઉથી એવી કોઇ લાલચ આપી ઉમેદવારીમાં વિજય મેળવવાની ઇચ્છા ધરાવતાં નહોતાં. એમની પાસે એકકું સત્ય અને નક્કર

મતો આપજો." કહેવાની જરૂર નથી કે ચૂંટણીઓનું પરિણામ જાહેર થયું ત્યારે શ્રીમતી વિજયાલક્ષ્મી સફળ થનારાંઓમાં સૌથી મોખરે હતાં.

સુધરાઇ બોર્ડમાં બોલવાનો એમનો અનુભવ વળી બીજા બધા અનુભવો કરતાં નિરાળો હતો. એમને લોકોના એવા સમૂહ સમક્ષ બોલવું પડતું, જેઓ કોઇ પણ માણસના ભાષણમાંથી ક્ષતિઓ કાઢવાનું જ માત્ર કામ કરી રહ્યાં હતાં પણ એ બોર્ડમાં એઓ અલ્પ સમય માટે જ રહ્યાં.

એ પછી સામાન્ય ચૂંટણીઓ આવી. કોંગ્રેસે એમાં ભાગ લેવાનું નક્કી કર્યું હતું. એથી આખો દેશ આશ્ચર્યમાં પડી ગયો હતો. ચૂંટણીનો મેનીફેસ્ટો પ્રગટ થયો અને ચૂંટણીજંગ શરૂ થયો. શ્રીમતી વિજયાલક્ષ્મી અને કોંગ્રેસના અન્ય ઉમેદવારો આ પ્રકારની ચૂંટણીઓનું ખાસ જ્ઞાન ધરાવતાં નહોતાં.

પણ કોંગ્રેસે એમની મુશ્કેલીઓ ટાળી દીધી. એણે વ્યક્તિગત પ્રચાર નહિ પણ સામુદાયિક પ્રચાર માટે ઉમેદવારોને એલાન કર્યું. એથી શ્રીમતી વિજયાલક્ષ્મી અને એમના સહકાર્યકરોને ગ્રામવિસ્તારોની દરરોજ મુલાકાતો લેવા જવું પડતું. ગ્રામજનોના સંપર્કમાં આવવાનો એમને અહીં પ્રથમ સુયોગ પ્રાપ્ત થયો તેઓ હંમેશાં મોટરમાં, ગાડામાં અને પગે ચાલીને માઈલોની મુસાફરી કરતાં, ગામડાંઓમાં સભાઓ ભરતાં, જનતાને કોંગ્રેસનું ધ્યેય સમજાવતાં અને દરેકનો મત કોંગ્રેસને મળવાથી જનતાનું શું ભલું થશે એનો

## પ્રધાન બન્યાં.

અત્યારસુધીમા નહેરૂ કુટુબમા ઘણા ગમખ્વાર બનાવો બની ગયા હતા મોતીલાલ નહેરૂ અવસાન પામ્યા હતા, અને કમલા નહેરૂની બિમારીએ ગભીર રૂપ પકડ્યુ એથી ડૉકટરોની ભલામણોને વશ થઈ જવાહર એમની પત્નીને અને ઇંદિરાને લઇ સ્વીટ્ઝરલાડના વીશી નામના ગામમા થોડો વખત રહ્યા પણ કમલા બિમારીથી ઉઠ્યા નહિ અને મૃત્યુ પામ્યા

કમલાના અવસાન પછી પડિત જવાહર ઇંદિરાને સ્વીટ્ઝરલાડની એક સ્કૂલમા મૂકીને ૧૯૩૬ ના માર્ચ મહિનામા હિંદ આવ્યા કમલાના મૃત્યુએ એમના હૈયાપર કારી ઘા કર્યો હતો, પણ મોટા ભાગનો એમનો સમય રાજકીય પ્રવૃત્તિઓમા રોકાઈ જતો એટલે એ દુખ ભુલાઈ જતુ એ વર્ષે લખનૌમાં કોંગ્રેસનુ અધિવેશન ભરાયું, જેમા તેઓ રાષ્ટ્રપતિ તરીકે નિમાયા. શોક અને એકલતાથી ઘેરાયેલા હોવા છતા જવાહરે સખ્યાબધ બેઠકોમા હાજરી આપી અને એમા રસ લીધો. જનતાનો પ્રેમ તેઓ મેળવી ચૂકયા હતા. દેશનું યૌવન આદર્શ રૂપે એમના પ્રત્યે મીટ માડી રહ્યુ હતું. એટલે જ પછીના વર્ષે ૧૯૩૭ મા ફૈઝપુર કોંગ્રેસમા પણ રાષ્ટ્રપતિ તરીકે દેશની પસદગી એમનાપર જ ઊતરી.

ફૈઝપુર કૉંગ્રેસ ભરાઈ ગયા પછી સમગ્ર દેશમાં પ્રાંતિક ધારાસભાની ચૂંટણીઓ આવી. કૉંગ્રેસે એમાં વિજય મેળવ્યો અને પ્રાંતોમાં હોદ્દાઓ સ્વીકારી એણે પ્રધાનમંડળો સ્થિર કર્યાં. શ્રીમતી વિજયાલક્ષ્મી પણ સંયુક્ત પ્રાંતોમાં નાણાંપ્રધાન તરીકે આવ્યા. હિંદની તવારીખમાં પહેલી જ વાર એક સ્ત્રી, પ્રધાનનો હોદ્દો મેળવવા ભાગ્યશાળી બની.

એક વ્યક્તિના ખાલી પડેલા સ્થાને જ્યારે બીજી વ્યક્તિ આવીને ઉભી રહે ત્યારે એની શક્તિ વિષે આપણને પ્રથમ શંકા જેવું રહે છે. જો એ માણસે પોતાનું ખમીર દેખાડીને એ જગ્યા મેળવી નથી હોતી તો પરિણામ આશાજનક નથી આવતું અને એને પરેશાની ભોગવવી પડે છે. પણ વિજયાલક્ષ્મી એવાં ભાગ્યશાળી મહિલા છે કે એમને જીવનમાં હંમેશાં નવીનતા અને વિજયોજ સાંપડ્યા છે. પરેશાની ભોગવવી પડી હોય એવું ભાગ્યેજ એમના માટે બન્યું હોય. જો કે તેઓ માને છે કે જીવનનો પંથ ગુલાબનાં ફૂલોથી ઢંકાયેલો નથી, અને દરેકે મુશ્કેલીઓ, ટીકાઓ, વિરોધો, અને ઠંખો સામે ઝઝૂમીને એ માર્ગ વટાવી જવો જોઇએ. એ બધાનો સામનો કરી એમાંથી વિજયી નીવડવામાં જ એક પ્રકારનો છૂપો આનંદ સમાયેલો છે. જીવનમાં જ્યારે પ્રશંસા સિવાય બીજું કાંઈ નજરે નથી પડતું ત્યારે જીવનનો આનંદ મરી જાય છે.

કોઈ એવા જ ધ્યેયથી પ્રેરાઇને તેઓ પ્રધાનમંડળમાં જોડાયાં હતાં. જે કામનો એમને ક્યારેય અનુભવ નહોતો, અને

આમ ઉલ્લેખ કરતા આ અન્ય વિસ્તારોમા પણ તેઓ ત્વરાથી પોતાનો પ્રભાવ પાડી શક્યા, અને જ્યા વિરોધીઓનુ વર્ચસ્વ હતુ ત્યા પોતાનો પગદડો જમાવી શક્યા, એટલુ જ નહિ પણ હમેશને માટે તેઓ એમની સહાનુભૂતિ અને સ્નેહ સપાદન કરી શક્યા

ચૂટણીઓમા કોંગ્રેસે વિજય મેળવ્યો. એ પછી પ્રાતિક ધારાસભાઓમા ચુટાઇ આવેલા કોંગ્રેસના બધા પુરુષ અને સ્ત્રીઉમેદવારોની, તેમ જ રાષ્ટ્રીય મહાસભાના સભ્યોની એક સયુક્ત ખાનગી બેઠક દિલ્હી ખાતે બોલાવવામાં આવી બેઠક એ માટે બોલાવવામા આવી હતી કે કોંગ્રેસે પ્રાતોમા હોદ્દાઓ સ્વીકારવા કે નહિ? બેઠકનો મુખ્ય ઠરાવ હોદ્દાઓ સ્વીકારવાની તરફેણમા હતો મદ્રાસ મહાસભાના મોવડી શ્રી રાજગોપાલાચારીએ ઠરાવનો પ્રસ્તાવ રજૂ કર્યો

ગુમાવી નહિ. એમણે સીધી સાદી શૈલીમાં, શબ્દોને જરા ય આલંકારિક ઓપ આપ્યા વગર શ્રોતાસમૂહ સમક્ષ પોતાનું વક્તવ્ય રજૂ કર્યું. પણ પ્રવચન પૂર્ણ કરે એ પહેલાં જ પ્રમુખની ચેતવણીની ઘંટડી વાગી. એથી એમને એ ઉતાવળે સમેટી લેવું પડ્યું. તેઓ જે કંઇ બોલ્યાં એથી જો કે પૂરતો સંતોષ થયો નહોતો, છતાં ચારેકોરથી તાળીઓના ગડગડાટ અને અભિનંદનો વર્ષવા લાગ્યાં હતાં. આમ સીધો અંતરનો અવાજ રજૂ કરવાની એમની અગાઉની નીતિએ એમને ફરી વાર વિજયી બનાવ્યાં હતાં. સભામંચ ઊતરી તેઓ પોતાના સ્થાને જવા લાગ્યાં. ત્યાં એક ટીકાકારે કહ્યું: "આખરે જીત અમારી છે. અમે જ્યારે હોદ્દા પર આવશું ત્યારે તમને સખત નશિયત આપશું."

એ ટીકાકારના શબ્દો સાચા પડ્યા. પણ શ્રીમતી વિજયાલક્ષ્મી માટે તો નશિયતને બદલે આશીર્વાદરૂપ નીવડ્યા. કોંગ્રેસે પ્રાંતોમાં હોદ્દાઓ સ્વીકાર્યા અને તેઓ સંયુક્ત પ્રાંતોની કોંગ્રેસ કેબિનેટમાં નાણાપ્રધાન બન્યાં.



જે માટે તેઓ કયારેય ટેવાયાં નહોતાં એવું કામ હાથમાં લેતાં મુશ્કેલીઓનો સામનો કરવો પડે એમ હતો. છતાં મુશ્કેલીઓનો એ અનુભવ પણ લેવો જોઇએ, એમ એમને લાગ્યું હતું. પ્રધાનમંડળમાં જોડાવાનો એમનો એક બીજો પણ આશય હતો. એમના પ્રતિસ્પર્ધીઓને તેઓ એક સ્ત્રી હોવાને લીધે એમની શકિતઓમાં શંકા હતી. તેઓ એવી જવાબદારીભર્યું કામ ઉઠાવી શકે અને વિરોધીઓની ટીકાઓને તોડી શકે એ તમન્ના પણ એમનામાં હતી. જર્મન પ્રજા જેમ લડાયક પ્રજા ગણાય છે, તેમ મને લાગે છે કે એમના વડવાઓમા એવી કોઇ લડાયકવૃત્તિ હોવી જોઇએ. એમના વંશજોમાં એવું કોઇ અડાખોર ખમીર હોવું જોઇએ, જેનો વારસો વિજયાલક્ષ્મીને લોહીમાં મળ્યો છે. જ્યારે જ્યારે ઝઘડવાનો કે સામનો કરવાનો મોકો એમને મળી જાય છે, ત્યારે એમની વૃત્તિ ઉશ્કેરાઇ જાય છે અને પ્રતિસ્પર્ધીને હફાવવામાં તેઓ આનંદ માને છે. તાજેતરમાં એમણે એટલા અમેરિકાના પ્રવાસ દરમ્યાન બ્રિટિશ સરકારના પ્રચારખાતાએ ફેલાવેલાં જુઠ્ઠાણાંઓ સામે એમણે કરેલા પ્રહારોમાં એમની નીડરતા અને ખમીર જણાઇ આવે છે. સલ્તનત સામે બળવો પોકારવામાં કે એની નિંદ્ય હકીકતોને પ્રકાશમાં લાવવામાં એમણે ક્યારેય કાયરતા દેખાડી નથી. ધારાસભાગૃહમાં શું શું બને છે એ વિષે એમને કંઈ ખબર નહોતી. હા, પંડિત મોતીલાલજી જ્યારે સ્વરાજપક્ષના મોખડીસ્થાનેથી દિલ્હીની વડી ધારાસભામા વિરોધી સરકારપક્ષ સામે મોરચા માંડતા ત્યારે ઘણી વાર પ્રેક્ષકોની ગેલેરીમાં બેસીને

એમણે એ દલીલોના સપાટા અને વાગ્યુદ્ધો જોયાં હતાં. ધારા-સભાના કામકાજનો એમનો અનુભવ આટલોજ.

પ્રધાનની શું ફરજો હોઈ શકે એની પણ એમને કાંઈ માહિતી નહોતી; છતાં ૧૮ મી જુલાઈ ૧૯૩૭ ના દિવસે સિવિલ સેક્રેટરીએટમાં આવેલી એમની ઓફીસમાં એમણે પોતાનો હોદ્દો સંભાળી લીધો, જ્યાં બેસીને એમને મહત્ત્વની વિચારણાઓ કરવાની હતી એ ઓફિસરૂમ જોતાંજ તેઓ ડઘાઈ ગયા. રૂમની મધ્યમાં એક મોટું લખવાનું ટેબલ પડયું હતું. થોડે દૂર એના જેવડો જ ચામડાના કવરથી મઢેલો એક સોફો રૂમની દિવાલને અઢેલીને ગોઠવાયેલો હતો. રૂમની બાકીની ખાલી જગ્યામાં સંખ્યાબંધ ખુરસીઓ, નાનાં ટેબલો, ચોપડીઓ મૂકવાની છાજલીઓ વગેરે ફર્નિચર વેરવિખેર પડયું હતું. એ બધું જોતાં એ રૂમ જૂનીપુરાણી ચીજો વેચનારની દુકાન જેવો લાગતો હતો. એક ઘસાઈ ગયેલી પીળા રંગની શેત્રંજી એ ખંડની જમીન પર પાથરેલી હતી, અને એની સાથે ઝાંખા પડી ગયેલા લીલા રંગની દિવાલો બહુ સુમેળ સાધતી હતી. દિવાલો પર ધૂળના થર જામી ગયા હતા. આ બધું જોઇને એમનું હૈયું હેઠે બેસી ગયું. આવી જગ્યામાં બેસીને દિવસ કેવી રીતે કાઢવો ? એમણે પોતાના મદદનીશને બોલાવ્યો અને એને પૂછી જોયું કે આ રૂમમાં તેઓ કંઈ ફેરફાર કરવા ધારે તો ? મદદનીશે એમ કરવાની હા પાડી.

એટલે એમણે પ્રથમ તો એ મદદનીશની મદદથી એ ખંડની ઝાંખીપીળી શેત્રંજી કાઢી નંખાવી અને એને ઠેકાણે

નીલરંગી શેતરંજી બિછાવરાવી લખવાના ટેબલના અને સોફાના કાટખૂણાઓ બદલી નાખીને સુંદર દશ્યમાં મૂક્યાં. નકામી ખુરશીઓ, પુસ્તકો રાખવાની છાજલીઓ વગેરે ભેગું કરીને ગોદામમાં પધરાવી દીધું, અને એમના પોતાને ઘેરથી નીલરંગી પડદાઓની એક જોડ મંગાવી દિવાલો પર લટકાવી દીધા. વાતાવરણ હવે કંઇક સુંદર લાગતું હતું, છતાં કંઇક ખૂટતું હતું; એ પુષ્પો હતાં. ઓફિસની સામેની જ એક દુકાનેથી લીલા રંગનો એક ધૂપજો, એટલે કે ફુલદાન એમણે મંગાવી લીધો, અને સેક્રેટેરીઅટના બગીચામાં ખીલેલાં તાજાં ગુલાબનાં ફૂલો મંગાવી એમાં ગોઠવી દેવરાવ્યાં. મદદનીશ આ બધું પરિવર્તન જોઇ રહ્યો હતો. પણ એ કાંઈ બોલી શકતો નહોતો; એને કાંઇ બોલવાનો અધિકાર નહોતો. એ તો માત્ર હુકમ પ્રમાણે કામ કરવાનો પગાર ખાતો હતો.

આમ મનગમતી રીતે ખંડની સજાવટ કર્યા પછી એમણે મહત્ત્વનાં કાર્યો પર દૃષ્ટિ દોડાવી. એમના ટેબલ પર સંખ્યાબંધ ફાઇલો પડી હતી. એ ફાઇલોમાં શું લખ્યું પડયું હશે એની એમને કાંઇ ખબર નહોતી. અને એ ફાઇલો સંબંધી કાંઈ સમજ આપવા માટે કોઈ વ્યક્તિને પણ રોકવામાં આવી નહોતી.

એ બધી ફાઇલો તેઓ એક પછી એક જોઈ ગયાં. એમાંની એક ફાઇલ જરા વધુ સમજ પડે એવી લાગવાથી બાકીની બધી એક બાજુએ મૂકી દીધી. એ એક જ ફાઇલને શરૂઆતથી વાંચવા માંડી, એમાં એમને રસ પડવા લાગ્યો. થોડી વારમાં તેઓ એમાં એકાગ્ર બની ગયાં.

એ પછી શ્રદ્ધાપૂર્વક એમણે અન્ય ફાઇલોનું વાચન શરૂ કર્યું. હવે એમને લાગવા માંડયું કે ફાઇલો સમજવાની યોગ્ય પદ્ધતિ એમને મળી ચૂકી હતી. એ ઉપરાંત કેટલાક અગત્યના પત્રોની સમજ પણ એમને આવી ગઈ હતી.

એ પછી બીજી કસોટી શરૂ થઈ. તેઓ નાણાં ખાતાનાં પ્રધાન હોવાથી એ ખાતાનો એમનો યુરોપીયન મંત્રી એમને મળવા આવ્યો હતો. એ ખૂબ લાંબો હતો, એની ઊંચાઈ છ ફૂટની હતી. એ મંત્રી આગળ વિજયાલક્ષ્મી વામન સરખાં લાગતાં હતાં. આ યુરોપીયન મંત્રી સાથે કેમ ફાવશે? એની મૂંઝવણમાં તેઓ પડી ગયાં. પણ પાછળથી આપણને જાણવા મળે છે કે એ મંત્રી સાથે એમને બહુ સારો મેળ મળી ગયો.

એક ત્રીજું વિઘ્ન પણ એમના માર્ગમાં ઊભું હતું. એ હતો એમનો પાર્લામેન્ટરી સેક્રેટરી. જે ને એઓ ક્યારેય મળ્યાં નહોતાં છતાં એના વિષે ઘણું ઘણું એમના સાંભળવામાં આવ્યું હતું. એ બહુ પ્રસિદ્ધ માણસ પણ હતો. એમના ક્ષિતિજ પર આ માણસનો ભય તોળાઈ રહ્યો હતો. એની સાથે કામ કરવું ફાવશે કે નહિ એ મોટી શંકા હતી. પણ એમ ડરવાથી આરો આવે એમ નહોતો. જીવનમાં મુશ્કેલીઓ તો ડગલે ને પગલે

ઘણા ટૂંકા વખતમા થઇ ગયો એમના બધા પુરુષમંત્રીઓ એમની સાથે બહુ સૌજન્યપૂર્વક, અને નમ્રતા સાથે વાતચીત કરતા હતા

ધારાસભામા બજેટ પેશ કરવાની તૈયારીઓ ચાલી રહી હતી કચેરીમા કામકાજની અતિશય ધમાલ નજરે પડતી હતી. એ દિવસો દરમ્યાન શ્રીમતી વિજ્યાલક્ષ્મી જાણે આકડાઓ અને મીંડાઓના મહાસાગરમા ડૂબી ગયા હતા

નાના હતા ત્યારે વિજયાલક્ષ્મીને ઘણા ઘણા શિક્ષકોએ ગણિત શીખવવા મહેનત લીધેલી, પણ તેઓ નિષ્ફળ ગયેલા. એમનુ ગણિતનુ જ્ઞાન અપૂર્ણજ રહેલુ બજેટના આ કામમા ગણિતની કસોટી હતી અને તેઓ તો ગણિતમા અતિશય કાચા હતા હવે કરવુ શુ ? મુઝાઇને એમણે પોતાના પાર્લામેન્ટરી સેક્રેટરીને એક ચિઠ્ઠી લખી " આ આકડાઓ મૂઝવે છે ભલા થઇને કહો કે શુ કરવુ ? "

સેક્રેટરી તરફથી જવાબ આવ્યો, " આકડાઓ તમને મૂઝવે એમ હુ માની શકતો નથી હુ જાણુ છુ કે અમારા પ્રધાન સાહેબા વિરોધીઓનો સામનો કરવાની હિંમત ધરાવે છે, એટલુજ નહિ રાષ્ટ્રના ભાવિનુ ઘડતર પણ કરી શકે એમ છે ' આ જવાબથી એમનામા અજબ શ્રદ્ધા અને હિંમત આવી ગયા એ પછી આકડાઓએ એમને ક્યારેય હેરાન કર્યા નથી.

ધારાસભામાના એમના અનુભવોની તો એક પરપરા છે. એમાના કેટલાક આપવા હુ પ્રયત્ન કરીશ ધારાસભામા હાજરી

આપતી વેળાએ જે જાતની ગંભીરતા રાખવી જોઈએ એવી ગંભીરતા એમનામાં ક્યારેય જોવામાં આવી નથી. નાણાપ્રધાનની બેંચ પરથી એમણે સામેની બેંચો પર જોયુ તો એમના વિરોધીઓ લાગ જોઇને હુમલો કરવા તૈયાર બેઠા હતા. એમણે જોયુ તો એ લોકો એમના પિતાજીના એક વખતના અસીલો હતા અને કેટલાક તો એમના પિતાજીના જૂના મિત્રો હતા. એ લોકો એમના ભયસમાન વિરોધીઓ અને ટીકાકારો હોઇ શકે એવું માનવાને તેઓ તૈયાર નહોતાં. એમને લાગ્યુ કે એ લોકો ખુદ એમની જાતને જ ભયરૂપ હતા. જે વિચારોનુ પ્રતિનિધિત્વ તેઓ ધરાવતા હતા એ વિચારો એક બહુ જ નાના પક્ષના હતા, અને એમનુ દૃષ્ટિબિંદુ પણ બહુ મર્યાદિત હતુ. એસેમ્બલીમા જે નીતિનો તેઓ સામનો કરવા કટિબદ્ધ થયા હતા, એ સામનામા એમના એ વિચારો ઉલટા પ્રત્યાઘાતી નીવડે એમ હતા

એ પછી ધારાસભાગૃહમા પ્રથમ વાર બોલવાનો એમને મોકો મળ્યો. એમની કેબિનેટના વડા પ્રધાન ધારાસભામા કોંગ્રેસ સરકારની બંધારણીય એસેમ્બલી દ્વારા એક પ્રસ્તાવ લાવીને હિંદ સરકારનો ઇંડિયા એક્ટ વખોડી કાઢતો ઠરાવ પસાર કરવાના હતા પણ વડા પ્રધાન શ્મનસીબે બિમાર પડી જવાથી પ્રસ્તાવ રજૂ કરવાનુ કામ શ્રીમતી વિજયાલક્ષ્મીને સોપાયુ. એમને આ જાતના વિષય પર બોલવુ પડશે એવી અગાઉથી કાઇ ખબર નહોતી, અને એ માટેની કાંઈ પૂર્વતૈયારીઓ પણ કરી નહોતી, એથી એઓ મુઝાવા લાગ્યા. ત્યા એમના પિતાના

શબ્દો એમને સાભર્યા 'ક્યારે ય હિંમત ગુમાવતી નહિ તારા શ્રોતાજનો તારા કરતા એક અક્ષર પણ વિશેષ જાણતા નથી, એવી આત્મશ્રદ્ધા રાખીને એમને સબોધજે" અચાનક એમનામા હિંમત આવી ગઈ બચપણથી જ જે માણસોને તેઓ ઓળખતા હતા એમનાથી શા માટે ડરવુ જોઈએ ? તેઓ ઊભાં થઈને બોલ્યા એમનું ભાષણ વિના અટચણે આગળ વધ્યુ, અને આ રીતે સભાક્ષોભનાં શેષ આવરણો પણ દૂર થયા

એક શહેરની સુધરાઈ સમિતિ તરફથી એમને માનપત્ર આપવાનુ નક્કી થયુ હતુ. શ્રીમતી વિજયાલક્ષ્મીએ એ સ્વીકારવાની હા પણ પાડી દીધી હતી એથી સુધરાઈના મંત્રી તરફથી સુધરાઇ એમને જે માનપત્ર આપવા માગતી હતી એની એક નકલ અને માનપત્ર લેનારે કેવો જવાબ આપવાનો છે, અને એમા કયા કયા મુદ્દાઓનો સમાવેશ થવો જોઈએ, વગેરેને લગતી થોડીક સૂચનાઓ સાથેનો એક પરિપત્ર પણ એની સાથે જ બીડવામા આવ્યો હતો આ માનપત્રની નકલ અને પરિપત્ર જોઈને વિજયાલક્ષ્મીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ એમને થયુ નવલકથાઓ સિવાય બહારની દુનિયામા આવા બનાવો ભાગ્યે જ બનતા હશે એ સુધરાઇના અધિકારીઓને એમણે માનપત્રની નકલ, સૂચનાઓ ને પરિપત્ર વગેરે પાછુ મોકલી આપ્યુ અને સાથે એક પત્ર લખ્યો "કોઇપણ માન પત્રનો યોગ્ય જવાબ આપી શકુ એટલી લાયકાત મારામા છે એટલુ જ નહિ, કોઈ પણ ઉત્સવો, સમારભો, અને જાહેર મેળાવડાઓમા સભાપતિસ્થાનેથી કોઈની પણ પ્રેરણા લીધા વગર હું યોગ્ય રીતે બોલી શકુ એમ છુ"

જુદા જુદા કાયદાઓની બારિકીઓનું જ્ઞાન હોવું અને એમની તાકાતના પરિચયમાં આવવાનું એમને બહુ ગમતું, તેમ જ કોઈ મુશ્કેલ કેસનો નિકાલ લાવવામાં પણ એમને એટલો જ આનંદ આવતો હતો. સામાન્ય રીતે લોકોમાં એવી જૂની માન્યતા છે કે પુરુષોનું કામ સ્ત્રીઓ ન કરી શકે. વિજયાલક્ષ્મી એ સામે ચેલેન્જરૂપ છે. એ વર્ષોમાં એમણે જે કામગીરી બજાવી, જે જે અનુભવો મેળવ્યા એ બધાએ એમનું જીવન ઘડ્યું છે. ઘણી વેળા સંખ્યાબંધ માણસોના પ્રબળ સામનાથી નબળાઈ અને નિરાશાએ એમનામાં દેખાવ દીધો હશે, છતાં એક પ્રધાન તરીકેના એમના હોદ્દાના એ સમય દરમ્યાન એમનો જરા જેટલો પણ સમય નકામો ગયો નથી. એ વખતમાં એમને જે જાણવા મળ્યું એ બધાંનું મૂલ્ય એમને મન સવિશેષ છે, અને વર્ષોના વહેવા સાથે એનું મૂલ્ય વધતું જશે. કદાચ એથી પણ વધુ મુશ્કેલ પ્રશ્નોનો સામનો કરતી વખતે એ અનુભવો એમને સહાયરૂપ નીવડશે.

---

# મુલાકાતો

પ્રધાન બન્યા પછી શ્રીમતી વિજયાલક્ષ્મીની મુશ્કેલીઓ વધી પડી હતી પહેલાં એ એમનાં સ્વપ્નોમાં અને કલ્પનાઓમાં રાચતાં બહારના લોકો સાથેનો સંપર્ક સાધવાની એમની ઇચ્છા માત્ર લડતના ક્ષેત્ર પૂરતી જ હતી પણ જ્યારથી પ્રધાન બન્યાં ત્યારથી એમની જવાબદારીઓ વધી પડી હતી ભાતભાતના લોકો એમને મળવા આવતા હતા એમનાં સુખ દુઃખ, એમની મુશ્કેલીઓ વગેરેનું નિવારણ શોધવા તેઓ એમની કને દોડ્યા આવતા હતા એથી એમનામાં સમભાવ જન્મ્યો હતો એ સાથે આકાંક્ષાઓ અને મનોરથો પણ જાગી

જે લોકો મોટા મોટા મહાપુરુષોને મળી શકે, એમનાં વિદ્વત્તા-ભર્યાં નિવેદનો ટપકાવી શકે અને એને યોગ્ય શબ્દોના શણુ-ગારોનો ઓપ આપી અખબારના પાના પર ચમકાવી શકે એ લોકો પણ મહાન છે, એમ તેમને ત્યારે લાગતું હતું. પણ પ્રધાન બન્યા પછી એમને અખબારનવેશોનું જીવન કૃત્રિમ લાગ્યું. એ લોકોને મુલાકાતો આપવી અને એમની સમક્ષ નિવેદનો કરી કીર્તિના શિખરે પહોંચવાની એમની લાલસા ફોગટની લાગી.

રાજદ્વારી શેતરંજની રમતમા અનેક ચડતી પડતી આવે છે. એ ક્ષેત્રમાં પ્રવેશ્યા પછી બહાર નીકળવું મુશ્કેલ છે, અને તેમાયે અખબારનવેશોની નજરમાંથી છટકી જવુ એટલુ જ દુષ્ટ કાર્ય છે. અત્યાર સુધીમાં અનેક વાર નિવેદનો કરવાના પ્રસંગો એમને મળ્યા છે. એ બધામાથી જે પ્રત્યાઘાતો લાગ્યા છે, એ બધાનો સરવાળો કરતા એમને જણાયુ છે કે એ એમની કમનસીબી હતી.

આવે એ વાતમાથી એને નવો પ્રકાશ અને નવો ધ્વનિ મળી જાય છે. આપણામા કહેવત છે, કે પથ્થર પર ગમે તેટલુ પાણી ઢાળો અતે તો એ એનો એ

વિજયાલક્ષ્મી પ્રધાન બન્યા પછી કોઇ ને કોઇ અખબાર નવેશ એમને ઘેરી લેતો. એક વાર એક જણે એમને પૂછ્યુ. "તમે તો હોદ્દાઓ સ્વીકારવાની વિરૂદ્ધ હતા છતા શા માટે પ્રધાનમડળમા જોડાયા?" એમણે એ માણસને કાઈપણ જવાબ ન આપ્યો બીજી સવારે અખબારમા વાચ્યુ "શ્રીમતી પડિતને પ્રધાનમડળમા જોડાવા દબાણ કરવામા આવ્યુ હતું"

એક વાર એક સભામા એમને ભાષણ કરવા જવાનુ હતું એટલે કેટલાક યુવાન અખબારનવેશો એમની આસપાસ ફરી વળ્યા, અને એ ભાષણની નકલ અગાઉથી માગી એમની પાસે એવી કોઇ નકલ ન હોવાથી નમ્રતાપૂર્વક ના પાડી, છતા આધોમાથ એટલી વિનતિ કરી માગી લીધુ કે તેઓએ ભાષણનો અહેવાલ શુદ્ધરૂપે એમના અખબારોમા પ્રગટ કરવો. તેઓએ એમ કરવાની ખાતરી આપી એટલે વિજયાલક્ષ્મી એ

એ પછી એક સ્થાનિક શિક્ષણસંસ્થાની કેટલીક વિદ્યાર્થિનીઓ સમક્ષ એમનો વાર્તાલાપ ગોઠવાયો હતો. અખબારના પ્રતિનિધિઓ ત્યાં પણ આવીને હાજર થઇ ગયા હતા. વાર્તાલાપની શરૂઆત એમણે "આધુનિક સમાજ અને નારીપ્રગતિ" થી કરી. એમણે કહ્યું: 'ઘણા માણસો એવા હોય છે જેઓ નારીસમાજના નૂતન ખ્યાલો અને પ્રગતિને રૂંધવા પ્રયત્નો કરે છે. એ માટે તેઓ એવો પ્રચાર કરે છે કે સ્ત્રીઓ તો દેવીઓ છે. એમનું સ્થાન ઘરની ચાર દિવાલો વચ્ચે હોવું જોઇએ.'

પ્રવચનના સમર્થનમાં એમણે એ દિવસના એક અખબારમાં કોઇ લેખકનો લેખ છપાઇને આવ્યો હતો એ વિષે પણ ઉલ્લેખ કર્યો. જેમાં એ લેખના લેખકે એ વખતના નારીસમાજના પ્રગતિવાદી વિચારોનો વિરોધ કર્યો હતો, અને પતિ ગમે તેવો જંગલી હોય તોપણ સ્ત્રીઓએ પતિપરાયણ રહેવું જોઇએ, તેમ જ કદી છૂટાછેડાનો ખ્યાલ સરખો પણ ન કરવો જોઇએ વગેરે વિચારોનું પિષ્ટપેષણ કર્યું હતું. શ્રીમતી વિજયાલક્ષ્મીએ એના જડબાતોડ રદિયા આપી એ લેખકના લેખને વખોડી કાઢયો અને વાર્તાલાપ પૂરો કરી ચાલ્યાં ગયાં.

દીધો કે શરીરવિકાસમાં તેઓ જરૂર માનતાં હતા, પણ એ હિંદી પદ્ધતિએ થાય તોજ એમને ગમે. બીજી સવારે લંડનના એક અખબારે એના વાચકો સમક્ષ ચોંકવનારી વાતો લખી હતી " હિંદી મહિલા પ્રધાન શરીરવિકાસમાં ઊંડો રસ અને સમજ ધરાવે છે, અને તેઓ પોતે દિવસના ૭ કલાક સુધી ઊંધે માથે શીર્ષાસન કરે છે."

ખરું ?" એમણે એને જવાબ આપી વળાવી, કે સામાન્ય કે અસામાન્ય કામમાં એમને સરખો જ આનંદ આવે છે અને કોઇ જાતની અગવડ પડતી નથી. એમનું એ નિવેદન અખબારમાં આ પ્રમાણે છપાયું હતું: "હિંદી મહિલાપ્રધાન એમના ધણીનાં કપડાં હાથે ધુએ છે."

* * *

હવે થોડુંક પુરુષ અખબારનવેશો વિષે

તેઓ પણ શ્રીમતી વિજયાલક્ષ્મીની પાછળ પાછળ ભમતા હતા હિંદની મહિલાઓ માટે ઘણું ઘણું જાણવા તેઓ ઇંતેજાર હતા. પણ એ લોકો સમક્ષ એમણે જે જે નિવેદનો કર્યાં છે એ બધાં એકબીજાને ટપી જાય એવાં અને ઉલટસુલટ મંતવ્યોથી ભરેલાં છે એ અખબારનવેશોની શરૂઆત વિજયાલક્ષ્મીએ કેવા કેવા કપડાં પહેર્યાં હતાં ત્યાંથી થતી. જો એ અખબારનવેશ સમાજવાદી વિચારો ધરાવતો હોય તો મિસિસ પંડિતનો પહેરવેશ એણે સાવ સાદો ચીતર્યો હોય. જો એ જૂનવાણી સ્કૂલનો હોય તો મિસિસ પંડિતના પહેરવેશમાં એણે કંકુનો ચાંદલો, સુંદર આર્ય રમણીનાં પૈનીઠળક વસ્ત્રો, અને હાથેપગે અળતો વગેરેનો ચિતાર રજૂ કર્યો હોય. અખબારોમાં એમના વિષે આવા વિચિત્ર અહેવાલો વાંચ્યા પછી અંગ્રેજ જનતા મિસિસ પંડિતને કેવાં ધારતી હશે?

એમ તો મહાત્મા ગાંધી, જવાહર, વલ્લભભાઇ પટેલ વગેરે દેશના મહાન નેતાઓની આ અખબારનવેશો અવાર-

નવાર મુલાકાતો લ્યે છે. પણ ત્યારે તેઓ સ્પષ્ટ અને મર્યાદાપૂર્વકના પ્રશ્નો પૂછે છે. એમની આગળ જ તેઓ શામાટે એવા અર્થસંદિગ્ધ પ્રશ્નો મૂકે છે એ મિસિસ પંડિતને મન એક કોયડો છે. શું તેઓ એમજ સમજતા હશે કે સ્ત્રીઓને માત્ર સુંદર વસ્ત્રો, અલંકારો, અને બાળકો જ ગમે છે? શું તેઓ એમ ધારતા હશે કે જે જે મહિલાઓ દેશની તેમ જ સામાજિક સેવા માટે બહાર આવે છે એ બધી ડોળઘાલુ છે અને કામધંધા વગરની નવરી છે? શું તેઓ સમય પસાર કરવા માટે જ સેવાકાર્યમ જોડાય છે? શ્રીમતી વિજયાલક્ષ્મી સવિનય એવા વિચારો ધરાવનારાઓને કહે છે કે, જૂના ખ્યાલો, રીતરિવાજો અને રૂઢિઓ મૃત્યુ પામ્યા છે, જગત ધીમી ગતિએ આગળ વધી રહ્યુ છે માનવ વિચારસરણી પણ વિકસતી જાય છે. દુનિયાના આગળ વધેલા દેશોમા નારી પુરુષ સમોવડી બનીને ઘૂમી રહી છે નારીસમાજની પ્રગતિનો માર્ગ હવે કોઇથી રૂંધી શકાય એમ નથી. કોઇ એમ ન માની બેસે કે પુરુષોએ સૌજન્ય અને ઔદાર્ય દેખાડીને નારીનો માર્ગ સરળ કરી આપ્યો છે. એક વસ્તુનો ચોક્કસ સ્વીકાર થયો છે કે નારી પ્રગતિમા જ દુનિયાનો ભાવિ વિકાસ અને ઉન્નતિ સમાયેલા છે.



# રાજકીય પ્રવૃત્તિઓમાં સ્ત્રીજાગૃતિ

**આજે** દુનિયાના દરેક ભાગમાં સ્ત્રીઉન્નતિનું કાર્ય ઝડપભેર આગળ વધી રહ્યું છે, અને તે સંબંધી ઘણુંઘણું બોલાયું તેમ જ લખાયું છે. જગતમાં કોઇપણ જીવંત આત્માને વધુમાં વધુ પ્રિય વસ્તુ હોય તો તે આઝાદી છે. નાના પંખીને પણ સોનાના પિંજર કરતાં લીલુડા વનના આંબલાની એક ડાળીએ ઝુલવાનું બહુ ગમે છે. સાચી સમાજસેવા અને દેશસેવાના યોગ્ય વિચારો વગર આજની યુવતીઓ સેવાના બહાના હેઠળ મોજશોખમાં લપેટાઇ એક ઉત્તમ ગૃહિણી, વત્સલ માતા, પતિની પ્રેરણામૂર્તિ અને સાચી સહચારિણી તરીકે પોતાનું સ્થાન ગુમાવી રહી છે. જો પશ્ચિમના શિક્ષણને કેળવણી કહી શકાય તો એ કેળવણી આપણા દેશ માટે સાનુકૂળ નથી. એ કેળવણી સાથોસાથ આર્ય ગૃહિણીના ઉત્તમ ગુણોનો સમાવેશ પણ થવો જોઇએ. આત્માના વિકાસ વગરની કેળવણી વ્યર્થ છે. સમાજે એવુ શિક્ષણ આપવું જોઇએ કે જેથી માનવી જગતમાં રહીને જગતના દુર્ગુણોથી દૂર રહી શકે. આવી ઉચ્ચ કેળવણી મેળવવી સ્હેલી નથી. ઘણી ખરી સ્ત્રીઓ સમાજના ડરે પાપ કરે છે, છતાં એ સમાજને તરછોડવાની શક્તિ એમનામાં નથી હોતી ભલે એ નિર્માલ્યના હોય, પણ એ નબળાઇ

માનવજીવનના અણુએ અણુમાં એવી પચી ગઇ છે કે એને ઉખેડવા માટે ભગીરથ પ્રયત્ન કરવો પડશે.

સમાજની રચના પુરુષોએ પોતાની બુદ્ધિથી કરી હોવાથી પુરુષોને જેટલી છૂટ મળી છે એટલાં સ્ત્રીઓ માટે બંધન ઉભાં કર્યાં છે ત્રણચાર સ્ત્રીઓને સ્વર્ગે પહોંચાડી સાઠ વર્ષનો વૃદ્ધ સોળ વર્ષની કુમળી કળી સાથે ફરીવાર પરણી શકે છે. અને લગ્ન એ તે કઇ બલા છે, તે જાણ્યા વિના એ બેડીમાં જકડાયલી બાર વર્ષની કુદરતને ખોળે ખેલતી. નિર્દોષ અજાણી બાળકી વૈધવ્યના ઓળામાં લપેટાઇ જાય છે. અને એનો કશોય વાંક ન હોવા છતાં સમાજ એને હીણે છે. બાળપતિના મરણ માટે એ ભાગ્યહીન બાળકી દોષિત ગણાય છે. અને સમાજ જે ખરી રીતે એ કામ માટે જવાબદાર હોય છે તે છટકી જાય છે. બિચારી બાળકીનું આ જગતમા કોઇ રહેતું નથી અને જગતમાં કોઇની પણ બની રહેવા યોગ્ય એ ગણાતી નથી ઉછળતું યૌવન અને સામે ડોળા રકાવતો જીવનનિર્વાહનો કોયડો એની પાસે ન કરવાના કામ કરાવે છે. સમાજમાં પ્રતિષ્ઠાભર્યું સ્થાન ભોગવતા અનેક પુરુષોના વિકારો પોષવાનુ એ સાધન બની જાય છે અને એજ પુરુષોની વળતે દિવસે ઠોકરો પણ ખાય છે. એ જાતીય રોગોનો ભોગ બને છે અને રસ્તાની ધૂળમાં રગદોળાય છે વિધવાઓના ચારિત્ર્યનો નાશ કરી એને જીવતી છતાં મરેલી સ્થિતિમાં રાખવામાં સમાજે અને પુરુષજાતિએ એમના પર કયો ઉપકાર કર્યો ?

પૂર્વમાં કે પશ્ચિમમા, સમાજે સ્ત્રીને એતું ખરું સ્થાન

આપવા જેવુ દિલ દેખાડયુ નથી પૂર્વમા એ સ્ત્રી ગુલામડી છે તો પશ્ચિમમા એને કોઇ સ્થાન જ નથી પૂર્વમા સ્ત્રીને પુરુષના પગ પૂજવાના હોય તો પશ્ચિમમા એ પુરુષોના વિકારોને પોષનાર રમકડા જેવી છે પૂર્વમા સ્ત્રી પુરુષને પૂજતી હોય તો પશ્ચિમમા પુરુષ સ્ત્રીની ખુશામત કરે છે સ્ત્રીને જો એનો સમાન દરજ્જો મળે, એ પુરુષની સમાન મિત્ર અને પતિની પૂજા કરવાની ફરજમાથી મુક્ત થાય, અને પોતાને પુરુષ કરતા ઉચ્ચ ગણવા જેવી પોકળ અને ઉપરછ કેળવણી અને કૃત્રિમ સંસ્કારોથી નિર્મુક્ત રહે તો સ્ત્રી આજે એ કરતા જુદી જ હસે

સ્ત્રી ઘરની રાણી છે પુત્રી બહેન કે સ્ત્રી વિનાનુ ઘર ખાલી ખોખા જેવ છે સ્ત્રીની સહનશક્તિ, અતરની કોમળતા, હૃદયની વિશાળતા, કુદરતી સસ્કારો, અને શુદ્ધ નિર્મળ પ્રેમને તો પુરુષ કદી પહોચી શકવાનો નથી પ્રભુએ જેને બુદ્ધિ અને જ્ઞાન ઓછુ દીધુ એને શારીરિક બળ વધુ દીધુ સિંહનું બળ ઓછુ નથી, પણ માનવી એને પોતાનો ગુલામ બનાવી શકે છે એ જ પ્રમાણે સ્ત્રી કરતા પુરુષ વધુ બળવાન હોવાથી એનો દરજ્જો સ્ત્રી કરતા વધારે ઊચે છે એમ કોણ કહેશે ?

હવે એ વખત આવ્યો છે જ્યારે દેશ આઝાદીની માગણી કરી રહ્યો છે પરતુ જો પુરુષો આપણી સરકારની જેમ જન્મ સિદ્ધ હક્કો માટે લડત ચલાવે, અને પોતે એ હક્કો બીજાને માટે ન સ્વીકારે તો પછી એ લડત સત્યની કેમ કહેવાય ? માટે હરેક હિંદીની ફરજ છે કે પહેલા એણે ઘરની સ્ત્રીઓને

ગુલામીમાંથી મુક્ત કરી ભારત માતાના પગની બેડી તોડવાના સંગીન કાર્યમાં એમનો સાથ લેવો.

સ્ત્રીઓમાં બુદ્ધિ અને આત્મિક જ્ઞાનનો ભંડાર પડ્યો છે. પુરુષે હવે સ્ત્રીને માન આપતાં શીખવું પડશે. અને એને પોતાની સાચી સલાહકાર બનાવવામાં મગરૂરી લેવી જોઇશે. એની કેળવણી અને જ્ઞાનનુ ક્ષેત્ર બહોળું બનાવવાની પુરુષની અને એણે રચેલા સમાજની ફરજ છે પરંતુ એ રીતે આર્ય નારીઓ પશ્ચિમની સ્ત્રીઓની જેમ સ્વછંદી ન બની જાય એની સંભાળ રાખવી આવશ્યક છે. સંસ્કાર અને ચારિત્ર્યવાળી સ્ત્રીઓ જ આદર્શ ગૃહિણી, વત્સલ માતા, આજ્ઞાંકિત પુત્રી, ભાઈની સાચી બહેન, પતિની પ્રેરણામૂર્તિ, અને સમાજ તેમ જ દેશની સાચી સેવિકા બની રહેશે. એ જ લલનાઓ દેશને આબાદ કરી માનવજીવનની ઉન્નતિ લાવશે

પરંતુ સ્વાર્થી પુરુષો સ્ત્રીઓને કોઈ જાતના હક્કો આપવા તૈયાર જ કયા છે ? સ્ત્રીઓ જો શિક્ષિત બને તો એમની ગુલામી કોણ કરે ? એમના ખાનગી જીવનનુ સ્વચ્છંદીપણું, એમના પાપો વગેરે જાહેરમા આણવા જેવી સ્ત્રીઓ હોંશિયાર બને તો એ દંભી પુરુષોને અભણ સ્ત્રીઓ યોગ્ય નથી? પરંતુ ગમે તે કરો, હવે સ્ત્રીના હૃદયમા આઝાદીની તમન્ના જાગી છે. એને પોતાના હક્કો મેળવતા કોણ રોકશે? સ્ત્રીની નાની સરખી કસુરની ક્ષમા ન દેનાર પુરુષો જાણી લે કે તેઓ સ્ત્રીઓ પાસે જે પવિત્રતાની અપેક્ષા રાખી રહ્યા છે એ પવિત્રતા તેમની પાસે મોજૂદ હોવી જોઇએ સ્ત્રી એ કાઇ માટીની સુંદર રચના નથી.

એના સુકોમળ જણાતા શરીરમાં રહેલું દિવ્ય અંતઃકરણ, એની રગોમાં વહેતું ઉષ્ણ લોહી, અને સંસ્કારથી ભરપૂર હૃદય એને કોઇ ઉચ્ચ શક્તિરૂપ પૂરવાર કરે છે.

આર્ય સ્ત્રીઓએ બલિદાનમાં ધર્મ માન્યો છે. પતિને માટે પ્રાણ ન્યોચ્છાવર કરતાં એમના હોઠ હંમેશાં હસી રહે છે. પરંતુ સ્ત્રીનાં આ બધાં બલિદાનો, અને પુરુષો માટેના નિઃસ્વાર્થ પ્રેમના પુરાવાઓએ પુરુષો પર કાંઇ અસર કરી હશે? જ્યારે પુરુષો જગતની ઠોકરો ખાઇ ચૂકે છે, ત્યારે જ તેઓ સ્ત્રીની સાચી કિંમત આંકવાની શક્તિ મેળવે છે. સુખમાં ભલે એને તરછોડી હોય, પણ દુઃખમાં એ પુરુષની પડખે જ આવીને ઊભી રહેશે. ધન્ય છે એવી સ્ત્રીઓને જેમણે માનવસમાજનું કલ્યાણ કરી જગતને એક ડગલું આગળ વધવા અવકાશ દીધો. ભલે જગતમાં ગમે તેટલાં પરિવર્તનો આવે, જમાનાની સાથે માનવજીવન પણ વેડફાઇ જાય, પરંતુ નારીશક્તિની યાદ જગતને એક સત્યના યુગનો ખ્યાલ આપશે.

વીસ વર્ષ પહેલાં હિંદની મહિલાઓમાં રાજદ્વારી જાગૃતિ જેવું કાંઇપણ નહોતું. સામાન્ય રીતે શિક્ષિત સ્ત્રીઓ આખો દિવસ ગૃહકાર્યમાં મશગુલ રહેતી, અને બહુબહુ તો જ્યારે કંઇ નવીન કાર્ય કરવાનો એમને ઉમંગ થતો ત્યારે સામાજિક સેવાના કાર્યમાં ભાગ લેતી. પણ ૧૯૩૦ માં જ્યારે મહાત્મા ગાંધીએ સવિનય ભંગની લડત ઉપાડી અને નીમકનો કાયદો તોડવા દાંડી પ્રયાણ કર્યું, ત્યારે એમણે દેશની નારીશક્તિને પડકાર કરીને કહ્યું કે, ઘરની ચાર દિવલો ત્યજી દો, અને

તમારા મરદો સાથે લડતમાં ઝુકાવી દ્યો.' ગાંધીજીના શબ્દોએ જાદુઇ અસર કરી, હજારો સ્ત્રીઓએ ઘરના એકાંત ખૂણાનો ત્યાગ કરી સૈકાઓની શરમ અને બીકને એક બાજુ મૂકી દીધી, અને સવિનય ભંગની લડતમાં જોડાઇ ગઇ. લગભગ ૨૦૦૦ જેટલી મહિલાઓએ હસતે મુખે બબ્બે વર્ષની જેલ સ્વીકારી. જેઓ જેલમાં ન ગઇ એમણે એ મુશ્કેલીના દિવસોમાં શૌર્ય-ભર્યો ભાગ ભજવ્યો. લડત જ્યારે ઉગ્ર બની, અને પુરુષોની હજારોની સંખ્યામાં ધરપકડો થવા માંડી, ત્યારે સ્ત્રીઓએ એમનાં અધૂરા કાર્ય ઉપાડી લીધાં, અને જ્વલંત સહનશક્તિ અને વ્યવસ્થાશક્તિથી એ કાર્યો પાર પાડ્યાં.

આજે હિંદની સ્ત્રીશક્તિ રાજદ્વારી ક્ષેત્રમાં બરાબર ઘૂમી રહી છે. એનામાં અચાનક આ પરિવર્તન કયાંથી આવ્યું. એનો તબક્કો સમજવા માટે આપણે એની પાર્શ્વભૂમિકાનું અવલોકન કરવુ પડશે

હિંદનો નારીવર્ગ એકાંતવાસમાં ઉછર્યો હોવાથી એને ઘરની બહારના જીવન વિષે બહુ જ્ઞાન હોતુ નથી. એથી એનામાં ભય અને નાહિંમતે પ્રવેશ કર્યો હોય છે. ધીમેધીમે આ નારીવર્ગ શિક્ષણ લેવા લાગ્યો અને પ્રગતિ સાધતો ગયો. મહિલાઓ સ્કૂલો છોડ્યા પછી કોલેજનું શિક્ષણ પણ લેવા લાગી. કેટલાક દાખલાઓ એવા પણ બનવા લાગ્યા કે છોકરીઓ શિક્ષણ પૂરું કર્યા પછી પ્રાથમિક શાળાઓમાં શિક્ષિકા તરીકે નોકરીઓ કરવા લાગી. છતાં ઘરમાં તેમ જ સમાજમ સ્ત્રીઓની સ્થિતિમાં કાંઇ વધુ તફાવત પડ્યો નહિ. એમને થોડી

ઘણી સ્વતંત્રતા મળી હતી, પણ અગત્યના વિષયોમાં એમની કોઈ પૃચ્છા ન કરતું અને સલાહ પણ ન લેતું આપણામાં એવી માન્યતા છે, કે પડદાનો રિવાજ અને સામાજિક અંકુશો હોવા છતાં, ઘરની અંદરનું રાજ્ય સ્ત્રીને હસ્તક હતું. એ વસ્તુ સિદ્ધ કરવા માટે ઘણાઘણા દૃષ્ટાંતો આપવામાં આવે છે અને કેટલાક ઐતિહાસિક સમર્થનો ટાંકવામાં પણ આવે છે, કે કુટુંબની સૌથી વૃદ્ધ સ્ત્રીના હાથમાં ઘરની સત્તાનો બધો દોર રહેતો મને લાગે છે, કે હકીકતને પુરવાર કરવા આ જાતના દાખલાઓ આળપંપાળ જેવા છે ઉપરની દલીલો એવા જ માણસો કરતા આવ્યા છે, જેઓ બાહ્ય દૃષ્ટિએ શિક્ષિત હોવા છતાં એમના મગજમાંથી તેઓ જુગજૂની રૂઢિઓ, વહેમો અને માન્યતાઓની પરંપરાઓ દૂર કરી શકયા નથી થોડા વર્ષ પહેલાં કોઈ કુટુંબનો વડીલ એની ચૌદ વર્ષની દિકરીનાં લગ્ન કરી નાખવા ઉતાવળો થતો, ત્યારે પોતાનો બચાવ એમ કહીને કરતો કે, શું કરૂં ? મારા વિચારો તો પ્રગતિવાદી છે, પણ માતાજી લગ્ન કરી નાખવા દબાણ કરે છે અને ઘરમાં એ જ વડીલ હોવાથી એનું ન માનવું ચાલે એમ નથી ખરી રીતે તમને નવાઈ લાગશે કે, માતાજીને બિચારીને લગ્ન વિષે કાંઈ ખબર પણ નથી હોતી, અને એ વિષે એને કાંઈ પૂછવામાં પણ આવ્યું નથી હોતું આ માતાજી અથવા ભાર્યા, નાથના

છે, અને પોતાની જાતને મુશ્કેલીમાં મુકાતી બચાવી લે છે. અવારનવાર આમ બનતું હોવાથી સ્ત્રીઓને આ વાતની સમજ આવતી ગઈ. તેઓ જો કે ઘરમાં ગુલામીભર્યું જીવન વ્યતીત કરતી હતી છતાં ઘરની અંદર તેઓ વાપરી શકે એટલી સત્તા એમની પાસે જરૂર હતી, એમ તેઓને જાણ થઇ. સામાજિક સુધારણા માટે બરાબર એક સૈકા સુધી ખૂબ ખૂબ તકેદારી રાખવામા આવી છતાં સ્ત્રીઓને એમ ન લાગ્યુ કે પોતે એક બહાનારૂપ છે.

પણ છેવટે એમને પોતાની સ્થિતિની જાણ થઇ, અને પોતે કોઈ ને કોઈ ઉચ્ચ ધ્યેય રાખ્યા વગર સામાજિક કે રાજકીય ક્ષેત્રમાં કાંઇ પ્રગતિ સાધી શકશે નહિ, એમ એમને લાગ્યું પણ સુધારકો જે કાર્ય કરવામા નિષ્ફળ ગયા એ કાર્ય ગાંધીજીએ કદામતથી કરી નાખ્યુ

વિજયાલક્ષ્મીએ એ બાઇને જરા ઠંડી પાડતા જણાવ્યુ કે એથી એમને વ્યક્તિગત આઝાદી માણવાનો પણ થોડો ઘણો લાભ મળશે. એથી તો એ બાઇ વધુ ઉગ્ર બની અને બોલી, ' મને તો પૂરતી આઝાદી મળે છે તમારા જેવી સ્ત્રીઓ જેઓ ઘર મૂકીને હાલી નીકળે છે એમને જ આઝાદીની ખોટ હોય છે ”

એમણે એ બાઇને ફરી ફરી સમજાવી, કે એમણે ઘર છોડીને એ કાર્ય સ્વીકાર્યું નહોતું પતિ અને પુત્રોનુ હિત એમને હૈયે પણ હતુ પણ એમના શબ્દોની અસર એ બાઈ ઉપર થઈ નહિ એમના પોતાના સયુક્ત પ્રાતોમા પણ ગાધીજીના આગમન પહેલા ઉપરની પરિસ્થિતિ પ્રવર્તી રહી હતી

સંપર્કમાં આવી હતી, એથી જે નવી આત્મશક્તિ એમને સાંપડી હતી એને કોઇ યોગ્ય ક્ષેત્રમાં વાળ્યા વગર ઘરનું શાંત જીવન અને ઘરકારભારમાંજ માત્ર જીવનને પરોવી દેવાનું એમને ગમ્યું નહિ. એમના જીવનમાં એક પ્રકારની અશાંતિ આવી ગઈ મોટા ભાગની સ્ત્રીઓને જણાયું, કે એમનું શિક્ષણ અપૂર્ણ હોવાથી તેઓએ આગળ અભ્યાસ કરવો જોઇએ. એથી તેઓ સ્કૂલો અને કોલેજોમા જોડાઈ. કેટલાક દાખલાઓમા તેઓ પોતાની દિકરીઓની હારોહાર સ્કૂલોમાં ભણવા બેઠી. તદુપરાંત, તેઓએ જુદી જુદી જાતનું સામાજિક કાર્ય પણ ઉપાડી લીધું. પણ એ કાર્યમાં એમને વધુ પડતો રસ ન પડવાથી તેઓ રાજદ્વારીમાં ક્ષેત્રમાં ઝૂકવા આતુર બની. આ મહિલાઓ જેઓ પૂરેપૂરી ભણેલી નહોતી એમણે પોતપોતાનાં શહેરોની સુધરાઈની ચૂંટણીઓમાં ઉમેદવારી કરી અને એમાં આગળ પડતો ભાગ લીધો. પણ ૧૯૩૫ માં મહાસભાવાદી મહિલાઓએ લોકલબોર્ડની ચૂંટણીઓમાં ઉમેદવારી કરી, એમા ચુંટાઇ આવી, અને હજુ સુધી તેઓ લોકલ બોર્ડની કચેરીઓમાં સેવાકાર્ય કરી રહેલ છે.

કોઇ હિંદી સાખી લ્યે તેમ ન હોવાથી હિંદની સર્વ રાજદ્વારી સંસ્થાઓ અને પક્ષોએ એ પગલાને વખોડી કાઢયું અને એને અસ્વીકાર્ય જાહેર કર્યું. રાષ્ટ્રીય મહાસભા જેવી શક્તિશાળી સંસ્થા અત્યારે દેશમાં એક પણ નથી. એણે એ બંધારણને પાછું ધકેલવાનો મક્કમ નિર્ધાર કર્યો.

કોંગ્રેસનું દૃષ્ટિબિંદુ એ હતું કે દેશ માટેનું બંધારણ સામાજિક અને રાજકીય ન્યાયના ધોરણે ઘડાવું જોઇએ. જે નવું બંધારણ ઘડાઇને આવતું હતું એ હિંદને મૂંઝવતા ઘણા પ્રશ્નોનો ઉકેલ લાવી શકે એમ નહોતું. કોંગ્રેસની પ્રતિનિધિ તરીકે હિંદની જનતા, હિંદ સરકારના 'ઇંડિયા એકટ'ના બદલે એક બંધારણીય એસેમ્બલી દ્વારા એવું બંધારણ લાવવા માંગતી હતી જે પુખ્ત મતાધિકારથી મેળવાયું હોય.

આ દૃષ્ટિને નજર સમક્ષ રાખી કોંગ્રેસે સામાન્ય ચૂંટણીઓમા ઝુકાવ્યું અને પોતે જે મેનીફેસ્ટો પ્રગટ કર્યો એમાં પણ ઉમેદવારો સમક્ષ ચૂંટણીજંગનું જે ધ્યેય-ઇંડિયા એકટનો બહિષ્કાર કરવાનું હતું એ સ્પષ્ટ કર્યું. મેનીફેસ્ટોમાં કોંગ્રેસે મહિલાઓ પ્રત્યેની એની વલણ પણ સ્પષ્ટ કરી હતી.

કોંગ્રેસે જાહેર કર્યું હતું કે, સામાજિક, રાજદ્વારી, અથવા જાહેર કાર્યના કોઇપણ ક્ષેત્રમાં કોંગ્રેસ વર્ગભેદને નાબુદ કરવા માગે છે. અને સ્ત્રીઓની માવજત તેમ જ એને પૂરતું રક્ષણ આપવાની પોતાની જવાબદારી સમજે છે. હિંદની મહિલાઓએ અત્યાર આગમચ દેશની આઝાદીની લડતમાં અગ્રભાગ ભજવ્યો

છે. એથી એમને આઝાદ હિંદમાં પુરુષો જેટલા જ નાગરિક હક્કો મળવા જોઈએ.

જેવી ખબર પડી કે કોંગ્રેસ સામાન્ય ચૂંટણીઓમાં ઝુકાવવા માગે છે કે તરતજ મહિલાઓએ ઉમેદવારી નોંધાવવા પહેલ કરી. મહાસભાનાં સ્ત્રીસભ્યોના આ જુસ્સાનો પડઘો કોંગ્રેસ પક્ષની બહારની મહિલાઓમાં તેમ જ હિંદની બીજી સ્ત્રી સંસ્થાઓમા પણ પડ્યો. બીનરાજદ્વારી સંસ્થા તરીકે પોતાનુ અસ્તિત્વ જાળવી રહેલી અખિલ હિંદ મહિલા પરિષદે એક અપીલ બહાર પાડી બધી શિક્ષિત સ્ત્રીઓને ચૂંટણીઓમાં ભાગ લેવા પ્રેરી. એટલું જ નહિ, એ સંસ્થાએ કોંગ્રેસના પ્રમુખને વિનંતિ કરી, કે જ્યારે કોંગ્રેસનુ ધ્યેય વર્ગભેદ નાબુદ કરીને સ્ત્રીને પુરુષ જેટલા જ હક્કો આપવાનુ છે તો એણે સ્ત્રીઉમેદ વારોને બધી જાતની સગવડતાઓ કરી આપવી.

ચૂંટણીઓમા કોંગ્રેસ પાર્ટીને જે અસાધારણ સફળતા સાંપડી એ વાત તો જગજાહેર છે. પરિણામે એ અરસામા ૪૪ સ્ત્રીઓ પ્રાંતિક ધારાસભાઓમાં બિરાજવા લાગી અને મોટા ભાગની બધી મહિલાઓ કોંગ્રેસની સભ્યો હતી. તેઓ દેશની ઉન્નતિના બધા વિષયોમાં રસ લેતી હતી, અને ખાસ કરીને સ્ત્રીજાતિની પ્રગતિમાં ઊંડો રસ ધરાવતી હતી.

શ્રીમતી વિજયાલક્ષ્મીએ પણ એ ચૂંટણીઓમાં પોતાની ઉમેદવારી નોંધાવી હતી. એમાથી થોડા પ્રસંગો તપાસતા આપણને જણાશે, કે જે ચૂંટણીઓમાં કોંગ્રેસે સફળતા મેળવી

મરદોને પણ કોંગ્રેસને મત આપવા સમજાવી રહી હતી, તેમ જ ચારેકોર ઘૂમી પ્રચાર કરી રહી હતી. માત્ર શહેરોની મધ્યમ-વર્ગની સ્ત્રીઓ જ કાંઇ રસ લેતી નહોતી.

કોંગ્રેસે ચૂંટણીઓમાં એવી નીતિ અખત્યાર કરી હતી કે જાહેર સભાઓ ભરીને વ્યક્તિસમૂહોમાં પ્રચાર કરવો અને વ્યક્તિગત રીતે કોઇને મત આપવા સમજાવવા જવું નહિ.

ચૂંટણીજંગની અસર દેશમાં વેગ પકડી રહી હતી. અને જ્યાં જ્યાં માણસો ભેગાં થતાં એ બધાં ચૂંટણીઓની જ વાતો કરતાં હતાં. એક દિવસ શ્રીમતી વિજયાલક્ષ્મી ટ્રેનમાં મુસાફરી કરી રહ્યાં હતાં. જે ડબ્બામા તેઓ બેઠાં હતા એમાં એક હિંદી વિદ્યાર્થી અને એક અમેરિકન પ્રવાસી પણ એમની સાથે પ્રવાસ કરી રહ્યા હતા. તેઓ બન્ને વાતચીતો કરી રહ્યા હતા, જે વિજયાલક્ષ્મી રસપૂર્વક સાંભળી રહ્યા હતા. વાતો ધીમે ધીમે ચૂંટણીના વિષય પર આવીને ઊભી રહી. તેઓએ એમના વિષે જ ચર્ચા શરૂ કરી વિજયાલક્ષ્મી ચૂટણીજંગમા ચુંટાઇ આવે એવી શકયતા કેટલા ટકા હતી એ અંગે એ બન્ને વચ્ચે મતભેદ પડયો. પેલો વિદ્યાર્થી જ્યારે વાત કરી રહ્યો, ત્યારે અમેરિકને એને પૂછયુંઃ " વિજયાલક્ષ્મીએ દેશ માટે એવું શુ મહાભારત કામ કર્યુ છે કે જેથી તેઓ ચુંટાઇ આવે એવી શકયતા હોઈ શકે?" પેલો વિદ્યાર્થી રાતોપીળો થઇ ગયો અને બોલ્યો " શું કામ કર્યું છે, એમ? હું કહું છુંઃ એમણે કાઇ કામ નથી કર્યું. તેઓ અમારી માતા અને બહેનના સ્થાને છે, અને તેઓ જ જંગમાં જીતી જશે." કહેવાની જરૂર નથી કે એ

એની પાછળ કઈ જાતની ધગશ હતી? વિજયાલક્ષ્મીને કોંગ્રેસે જે બેઠક માટે ઉમેદવારી કરવા પસંદ કર્યા હતા એ બેઠક ઝડપવાનું કાર્ય અતિ વિકટ હતું. એમની સામે જે સ્ત્રી ઉમેદવાર ઊભી હતી એ તે વખતના શિક્ષણપ્રધાનની પત્ની હતી, એટલું જ નહિ, એ જૂની એસેમ્બ્લીની એકમાત્ર સ્ત્રી સભ્ય હતી. જે ગ્રામવિભાગમાંથી એમને ચુંટાવાનું હતું એમાં ૩૭૦૦૦ પુરુષ અને સ્ત્રી હતા. શ્રીમતી વિજયાલક્ષ્મીને આ અગાઉ ગ્રામવિસ્તારોનો થોડાઘણો અનુભવ મળી ચૂક્યો હતો. એમને ગ્રામજનતાના માનસનો પણ અચ્છો પરિચય હોવાથી એમાંથી ચુંટાઈ આવવા માટે કાંઈ શક નહોતો. એમણે જ્યારે ચૂંટણીપત્રક ભર્યું ત્યારે એમના મિત્રોએ તો ભાખી દીધેલું કે ચુંટાઈ આવવું મુશ્કેલ હતું અને બેઠક એમને મળવી દુર્લભ હતી.

હિંદને સામાન્ય ચૂંટણીજંગનો આ પ્રથમ અનુભવ હોવાથી મતદારોને તૈયાર કરવા માટે પૂરતી જહેમત ઉઠાવવી પડે એમ હતી. પણ જેઓએ ગ્રામવિસ્તારોનું પરિભ્રમણ કર્યું હતું તેઓ જાણતા હતા કે એ ગ્રામજનતાનું અશિક્ષિત માનસ હોવા છતાં એ લોકો પરિસ્થિતિની સમજ ધરાવતા હતા. અને શહેરના શિક્ષિત જનસમુદાય કરતા એમને મતની શક્તિને લગતું તીવ્ર ભાન હતું. ભણેલાઓમાં તો સ્વતંત્ર વિચાર કે કાર્યશક્તિ બન્નેમાંથી કાંઈ જોવામાં આવતું નથી. ગામડાની સ્ત્રીઓમાં તો જુદી જ જાતનો જુસ્સો જોવામાં આવતો હતો. તેઓ ચૂંટણીઓમાં આગળપડતો ભાગ લેતી, અને પોતાના

મરદોને પણ કોંગ્રેસને મત આપવા સમજાવી રહી હતી, તેમ જ ચારેકોર ઘૂમી પ્રચાર કરી રહી હતી. માત્ર શહેરોની મધ્યમ-વર્ગની સ્ત્રીઓ જ કાંઈ રસ લેતી નહોતી.

કોંગ્રેસે ચૂંટણીઓમાં એવી નીતિ અખત્યાર કરી હતી કે જાહેર સભાઓ ભરીને વ્યક્તિસમૂહોમાં પ્રચાર કરવો અને વ્યક્તિગત રીતે કોઈને મત આપવા સમજાવવા જવું નહિ.

ચૂંટણીજંગની અસર દેશમાં વેગ પકડી રહી હતી. અને જ્યાં જ્યાં માણસો ભેગાં થતાં એ બધાં ચૂંટણીઓની જ વાતો કરતાં હતાં. એક દિવસ શ્રીમતી વિજયાલક્ષ્મી ટ્રેનમાં મુસાફરી કરી રહ્યાં હતાં. જે ડબ્બામાં તેઓ બેઠાં હતાં એમાં એક હિંદી વિદ્યાર્થી અને એક અમેરિકન પ્રવાસી પણ એમની સાથે પ્રવાસ કરી રહ્યા હતા. તેઓ બન્ને વાતચીતો કરી રહ્યા હતા, જે વિજયાલક્ષ્મી રસપૂર્વક સાંભળી રહ્યાં હતાં. વાતો ધીમે ધીમે ચૂંટણીના વિષય પર આવીને ઊભી રહી. તેઓએ એમના વિષે જ ચર્ચા શરૂ કરી. વિજયાલક્ષ્મી ચૂંટણીજંગમાં ચુંટાઇ આવે એવી શકયતા કેટલા ટકા હતી એ અંગે એ બન્ને વચ્ચે મતભેદ પડયો. પેલો વિદ્યાર્થી જ્યારે વાત કરી રહ્યો, ત્યારે અમેરિકને એને પૂછયું: "વિજયાલક્ષ્મીએ દેશ માટે એવું શુ મહાભારત કામ કર્યું છે કે જેથી તેઓ ચુંટાઇ આવે એવી શકયતા હોઈ શકે?" પેલો વિદ્યાર્થી રાતોપીળો થઇ ગયો અને બોલ્યો: "શું કામ કર્યું છે, એમ? હું કહું છું: એમણે કાઇ કામ નથી કર્યું. તેઓ અમારી માતા અને બહેનના સ્થાને છે, અને તેઓ જ જંગમાં જીતી જશે." કહેવાની જરૂર નથી કે એ

અમેરિકન કંઈ સમજી શક્યો નહિ, છતાં આ ઉપરથી જણાય છે કે લોકોને કોંગ્રેસ પ્રત્યે, તેમ જ એના પ્રતિનિધિઓ પ્રત્યે કેટલો બધો પક્ષપાત હતો ! કોંગ્રેસની સફળતાની ચાવી અહીં જ પડી હતી.

પણ વસ્તુસ્થિતિ ઝડપથી બદલાતી ચાલી છે. અત્યારે મહિલાઓ પુરુષોની જોડાજોડ પગલાં માંડી રહી છે. કોંગ્રેસે સ્ત્રીઓને આપેલી ખાતરીઓ પૂરી કરી છે અને અત્યારે કોંગ્રેસની કચેરીઓમાં હોદ્દેદાર તરીકે, પાર્લામેન્ટરી મંત્રીઓ તરીકે, કાઉન્સિલોમાં ઉપપ્રમુખો તરીકે, વ્હીપ તરીકે, અને

લાવવા હજુ બાકી છે. હિંદ વિશાળ દેશ છે એથી એની બધી મુશ્કેલીઓનું નિવારણ જલદીથી થઈ શકવાને વાર લાગશે. પણ રાષ્ટ્રમાં સ્ત્રીજાગૃતિએ આશાઓનું કિરણ ચમકાવ્યું છે. એ તો શંકાવગરની વાત છે, કે ભૂતકાળની હિંદની પ્રગતિમાં મહિલાઓએ નવું ચેતન પૂર્યું છે. અને ભવિષ્યની સફળતાઓમાં પણ હિંદની નવયુવાન, વૃદ્ધ, અને પ્રૌઢ ઉંમરની મહિલાઓ જ પુરુષોની જોડાજોડ યશસ્વી ભાગ ભજવશે. એમણે આઝાદ હિંદનું સ્વપ્ન જોઈ લીધું છે, અને પુરુષો સાથે એની સિદ્ધિ અર્થે ખભેખભો મિલાવી કાર્ય કરી રહી છે. તેઓ કાજળઘેરી રાતમાંથી નવા ઉદયનું પ્રભાત લઈ આવશે.

એમની ગતકાલીન કીર્તિમાં પૂરતો રસ હોવાથી એમને પોતાના મતવ્યો પણ એટલા જ પ્રિય છે. તેઓ કહે છે આપણે અત્યારે કટોકટીના સ્થાને ઉભા છીએ. આપણી સમક્ષ જે પ્રશ્નો મોજૂદ છે એ ઘણા અગત્યના હોવાથી એમા એક પણ ભૂલ રહી જવા પામે તો આવતી પેઢીઓને એથી સહન કરવુ પડે એમ છે. એથી એ પ્રશ્નોનુ નિવારણ એટલી મહેલાઇથી થઈ શકે નહિ.

મહિલાઓની જાગૃતિએ એક પ્રશ્ન આગળ પડતો કર્યો છે કે સ્ત્રીનુ સ્થાન કોમ તેમ જ દેશમા કેવુ હેવુ જોઇએ? સ્ત્રી-અગ્રણીઓ અન્યાયી કાયદાઓ, જૂની રૂઢિઓ, અને વહેમોમા જબરૂં પરિવર્તન લાવવા ખૂબ કોશીશો કરી રહેલ છે. તેઓ અહેનો માટે કોઇ યોગ્ય સ્થાન શોધવા પ્રયત્ન કરી રહેલ છે એ સ્થાન મળ્યા પછી એમા યોગ્ય રીતે ગોઠવાવા માટે મહિલાઓ ખૂબ મહેનત કરીને બીજી સ્ત્રીઓ અને પુરુષો સમક્ષ એ કાર્ય કેવુ ભગીરથ અને મહત્તા ભરેલુ છે, એ સિદ્ધ કરાવવુ પડશે પુરુષોએ માત્ર એ કાર્ય માટે સલાહકાર અથવા ટીકાકાર બનવાનુ નથી એમણે પણ એ કાર્ય માટે પોતાની ભલી લાગણીઓ વ્યક્ત કરવા આગળ આવી પોતાનો ભાગ ભજવવાનો રહેશે.

કોઈપણ વસ્તુના ચણતરમા સ્ત્રીએ નુ યોગ્ય સ્થાન નક્કી કરતાં પહેલા આપણે પ્રથમ એ વિચારવુ પડશે કે ભવિષ્યમાં એ કાર્ય માટે સ્ત્રીઓ અને પુરુષો કઈ જાતની મર્યાદાઓ બાંધી એક બીજાની પડખે ઉભા રહેશે અત્યારે આપણે માત્ર સ્ત્રીત્વનો પ્રશ્ન વિચારતા નથી. પુરુષત્વ પણ સાથોસાથ વિચારાય

છે. લોકો માને છે, કે સ્ત્રી અને પુરુષ જુદાજુદા વર્ગનાં હોવાથી એમના પ્રશ્નોની પૃથક્ વિચારણા થવી જોઇએ પણ એ સાચું નથી, બન્ને એક છે પુરુષોને જુદા વર્ગમાં મૂકી શકાય નહિ.

કમનસીબે પુરુષત્વ અને સ્ત્રીત્વની એક એવી જાતની શ્રેણી ઊભી થઈ છે, કે જે રાષ્ટ્રને ભય સમાન થઈ પડી છે. એમના વિષે દેશમા ઉગ્ર ટીકાઓ થતી આપણે સાભળીએ છીએ પણ એમની ટીકાઓ કરવી અસ્થાને છે. આ જાતની શ્રેણી મૂળથી જ અપૂર્ણ કેળવણી અને સભ્યતાના દંભમાથી ઊભી થઇ છે. જે લોકો આ શ્રેણીના પરિચયમા આવે છે એમણે આ દંભને દાબી દેવા સખત હાથે કામ લેવુ જોઇએ કૃત્રિમ સમાજમા પ્રવર્તી રહેલી આ બદીને ધિક્કારી કાઢવા કરતા એમા યોગ્ય પરિવર્તન લઇ આવવા આપણે કટિબદ્ધ થવુ જોઇએ

રાષ્ટ્રની સ્ત્રી અને પુરુષ શક્તિમા જે સુંદરતા પડી છે એને વિકસાવવા આપણે પ્રયત્ન કરવો જોઇએ આપણી મહિલાઓ એટલુ સમજી લે, કે એમને રાજદ્વારી સ્વાતંત્ર્ય મળે એ પહેલા એમને સ્વાવલબી બનવાની પ્રથમ જરૂર છે. કોઇ પણ પુરુષ એમના સમાન હક્કનો અનાદર કરી શકે એમ નથી. પુરુષે હવે સ્ત્રીને રમકડુ સમજવાનો ખ્યાલ છોડી દેવો જોઇએ, અને જીવનના ક્ષેત્રોમા એનો સહભાગિની તરીકેનો સ્વીકાર કરવો જોઇએ. એને બધી જાતના હક્કો ભોગવવા દેવા જોઇએ, અને સ્ત્રીએ પણ પુરુષને જે ન્યાય મળવો જોઇએ એનો અનરાધ ન કરવો જોઇએ

આપણે અત્યારે જે પ્રશ્નનો સામનો કરી રહ્યા છીએ એ પ્રશ્ન એ નથી કે આપણે આપણી પુત્રીઓને ભણાવવી કે અભણ રાખવી? એમને પૂર્વની સભ્યતાની કેળવણી આપવી કે પશ્ચિમની સભ્યતા શીખવવી? એમનું લગ્ન ચૌદમે વર્ષે કરવું કે ચોવીસમે વર્ષે કરવું? આ બધી વસ્તુ અગત્યની નથી. આપણો દેશ આઝાદ થશે ત્યારે આપમેળે આ બધા પ્રશ્નોનો ઉકેલ આવી જશે તાત્કાલિક અગત્ય તો અત્યારે આપણી જુવાન છોકરીઓને ચારિત્ર્યની કેળવણી આપવાની છે. સ્ત્રી તેમ જ પુરુષવર્ગમાં ચારિત્ર્યબળના ઘડતરથી નવું અજવાળુ આવશે. એથી તેઓ સત્યનું સ્વરૂપ ઓળખી શકશે અને તેની પડખે નિર્ભયપણે ઊભી રહી શકશે.

જો આપણાં બાળકોને સ્વતંત્ર નાગરિકો બનાવવા હોય તો આપણી આસપાસ જે બદીઓ પ્રવર્તી રહી છે એનો નાશ કરવો પડશે; જો કે આપણે પરદેશી ધુંસરી નીચે હોવાથી આ કાર્ય મુશ્કેલ છે. જ્યારે સ્વતંત્રતા પર કાપ મુકાય છે ત્યારે બદીઓ ફાટી નીકળે છે; અને સ્વતંત્રતા પર તરાપ પડવાથી જ આપણામા ચારિત્ર્યની શિથિલતા આવે છે. આપણામા રહેલા સ્ખલનો અને નબળાઇઓ જાણી લઇને દૂર કરવા આપણે હંમેશ સજાગ્રત રહેવું જોઇએ.

આથી આપણી પ્રથમ ફરજ આપણા જુવાન છોકરા છોકરીઓને સાચા માર્ગનું શિક્ષણ આપવાની થઈ પડે છે. આપણી રાષ્ટ્રીય ક્ષતિઓ દૂર કરવી હોય તો આપણે વ્યક્તિગત કાર્યથી કાર્યનો આરંભ કરવો જોઇએ. રાષ્ટ્રીય બદીઓનો

વિનાશ કરવા માટે વ્યક્તિગત ક્ષતિઓને દૂર હાંકી કાઢવી જોઇએ એથી આપણે જે ચણતર કરવા માગીએ છીએ એના પાયાનો આરંભ પ્રથમ આ કાર્યથી જ કરવો જોઇએ

હવે પુરુષવર્ગ સ્ત્રીઓ પ્રત્યે અખબારોમા જે ટીકાઓ કરે છે એ વિષે શ્રીમતી વિજયાલક્ષ્મી જણાવે છે, કે સ્ત્રીઓ પૂરી રીતે શિક્ષિત હોવા છતા તેઓ પુરુષોની કક્ષાએ પહોચી શકે નહિ, એવી સાધારણ માન્યતા ઘણા માણસો સેવી રહ્યા છે

બાળકને શરૂઆતમા જે શિક્ષણ અપાય છે, એ એના જીવનમા મહત્ત્વનો ભાગ ભજવે છે છોકરાને આપણે પુરુષત્વ દાખવવાની કેળવણી આપીએ છીએ અને છોકરીને સ્ત્રીત્વ સાચવવાની સમજણ આપીએ છીએ બચપણથી જ એના ખ્યાલો પ્રમાણે છોકરો એમ માને છે કે એ પુરુષ છે, અને છોકરી માને છે કે એ એક સ્ત્રી છે. એ બન્નેને આપણે એવી એક પણ તક નથી આપતા કે તેઓ પોતાપોતાના વર્ગોને એક જ માનવસમૂહની વ્યક્તિઓ તરીકે ઓળખી શકે પરિણામ એ આવે છે કે છોકરાને ઘરબહાર ઘણી ઘણી વસ્તુઓ જાણવા મળે છે, જ્યારે છોકરીને એમાનુ કાંઈ જાણવા મળતુ નથી.

આ રીતે આપણે આપણી બાળાઓમા અપ્રમાણિકતા તેમ જ દભના થોડાક તત્ત્વો દાખલ કરી દઇએ છીએ, જેને સામાન્ય રીતે આપણે સ્ત્રીચરિત્રની ઉપમા આપીએ છીએ જો કોઇ સ્ત્રી આ જાતની લજ્જાને દૂર કરવા પ્રયત્નો કરે છે તો તરત જ વૃદ્ધ સ્ત્રીઓ શોરબકોર મચાવી મૂકી એની સામે

વિરોધનો ઝંડો ફરકાવે છે. તેઓ મહિલાઓને વિનયનો અને લજ્જાનો ત્યાગ ન કરવા સમજાવે છે. તેઓ તેમની સમક્ષ હિંદમાં થઇ ગયેલી ગૌરવસમી સતીઓનાં દષ્ટાંતો મૂકીને એમને એવા ગુણો કેળવવા વિનંતિઓ કરી સમજાવે છે. આ વૃદ્ધાઓ એમને માત્ર પુરાણા ખ્યાલો અને અજ્ઞાનમા સબડાવે છે, અને નવા જ્ઞાનના ઉદયથી એમને વંચિત રાખવા પ્રયત્નો કરે છે.

પણ હવે એ જ્ઞાનનો પ્રકાશ ચારેકોર ફેલાવા માંડ્યો છે. પૃથ્વી પરની કોઇપણ શક્તિ મહિલાઓને એ પ્રકાશથી દૂર રાખી શકશે નહિ. તેઓ બધા બંધનો ફગાવીને નિર્ભય બની, પુરુષોની સાથેસાથ પગલાં માંડવા આગળ આવી રહી છે, અને તેમની સાથે રહી તેઓ રાષ્ટ્રમાં નવી વ્યવસ્થા લઇ આવશે.

---

# સંસ્મરણો સાથે

**નાનાં** હતાં ત્યારે વિજયાલક્ષ્મીને એમની ગવર્નેસ તરફથી "રાજકુમારો અને રાજકુમારીઓ" નામની અંગ્રેજીમાં લખેલી એક કિતાબ ભેટ આપવામાં આવી હતી. એ ચોપડી એમને બહુ ગમતી હતી; કારણ કે એમાં યુરોપમાં જુદા જુદા સમયે થઈ ગયેલા રાજવંશીઓના બચપણનું ચારિત્રલેખન કરવામાં આવ્યું હતું. કેટકેટલી રોમાંચક વાતો એમાં લખી હતી અને નાની વિજયાલક્ષ્મીને એના વાચનમાં એક પ્રકારનો રસ અને જુગુપ્સા આપતા હતા. ત્યારે તેઓ એવી માન્યતા સેવતા હતા કે આ રાજકુમારો અને રાજકુમારીઓ એક એવી

પણ ક્રમશઃ વિજયાલક્ષ્મી મોટાં થયાં અને એમનો અભ્યાસ આગળ વધ્યો ત્યારે એ રાણીની જીવનકથા કરતાં ફ્રાંસની ક્રાંતિએ એમનામા નવાં આંદોલનો ઊભાં કર્યાં અને એ રાણીની પ્રતિભાનું આકર્ષણ જતું રહ્યું. બચપણનો એ સમય આજે વીતી ગયો છે; માત્ર એનાં ઝાંખાં ઝાંખાં સ્મરણો જ યાદ છે. એ પછી તો યૌવન આવ્યું. તેઓ પરણ્યાં, અને કંઇક ગંભીર બન્યાં. રાજકારણમાં પૂરબહારમાં ઝંપલાવ્યું, જેલયાત્રા કરી, અને છેવટે પ્રધાનોની કેબિનેટમાં માનભર્યું સ્થાન પણ પામ્યાં.

પ્રધાન બન્યાં ત્યારે લખનૌના એક સિનેમામાં ફ્રાંસની એ રાણી એન્ટોઇનેટની ફિલ્મ આવેલી અને બચપણનાં સ્મરણો એ રાણી સાથે સંકળાયેલાં હોવાથી શ્રીમતી વિજયાલક્ષ્મી એ ફિલ્મ જોવા ગયાં હતાં. ફિલ્મનાં એક પછી એક બદલાતાં દશ્યો જોતાં તેઓ બેઠાં હતાં. એ રાણીની યશસ્વી જાહોજલાલી, રૂપરંગભર્યા એના યૌવનના દિવસો, પ્રણયસંવનનો વગેરેનાં દશ્યોની પરંપરાઓ ચાલી જતી હતી. ત્યા ફ્રાસના ક્રાતિની જવાળાઓ ઊઠતી દેખાઇ. ભૂખ્યા ડાંસ જેવા લોકોએ ચારેકોર

જેવી જ આઝાદી, સમાનતા, અને રોટી માટે પોકારો કરીને ઘૂમતાં એમની દૃષ્ટિએ પડ્યાં. એમના ચિત્તમાં આ લોકોના ચિત્કારે એક પ્રકારનો ખળભળાટ મચાવી દીધો. ફિલ્મ જોવા આવેલા બીજા માણસો જ્યારે મશગુલ બની એ ફિલ્મનો રસ માણી રહ્યા હતા, ત્યારે શ્રીમતી વિજયાલક્ષ્મીના કાને એ ક્ષુધાતુરોના પોકારો અથડાતા હતા. તેઓ વધુ વાર એ સ્થાને બેસી શક્યાં નહિ અને ઘેર ચાલ્યાં ગયાં. રાત્રે સ્વપ્નામાં પણ એમને કંગાલોનાં એ કરુણાભર્યાં દૃશ્યો જોવામાં આવ્યાં.

બીજી સવારે જ્યારે તેઓ પથારીમાથી ઊઠ્યાં અને સવારનું છાપું હાથમા લીધું ત્યારે એમના વાંચવામાં પણ એવું જ આવ્યુ. કાનપુરમા હિંદુ-મુસલમાનોનુ હુલ્લડ, બુંદેલખંડની રિયાસતોમા પીડિત પ્રજાનો પોકાર, રાજકોટ રાજ્ય એની પ્રજાના સ્વશાસન મેળવવાના અધિકાર સામે ઉગ્ર રોષ દેખાડે છે, જયપુર એના નાગરિકોની શહેરી સ્વતંત્રતા પર તરાપ

ઉજવાઇ રહ્યા છે, ત્યારે દૂર દૂર થઇ રહેલા ભૂખપીડિતોના આર્ત્તનાદો સાંભળવાની કોને પડી છે? કોણ જાણે છે કે આ પોકારોમાં એવી મહાશક્તિ સમાયલી છે, જે આ સમસ્ત દેશમાં ક્રાંતિની આંધી ફેલાવી દેશે?

સુખિયા લોકો તો કોઇ અદીઠ ભાગ્યના બળે જીવનની શેતરંજ પર દોડતાં લાકડાનાં પ્યાદાઓની માફક અહીંતહીં દોડે છે, ખાય છે, પીએ છે, આનંદ માને છે, પણ એમને ખબર નથી કે દંડનો દિવસ નજીક આવી રહ્યો છે. ભૂખપીડિત લોકો ન્યાય માટે, ગરીબી માટે, જવાબદારો આગળ પોકારો પાડી રહ્યા છે. તેમના ભાંગેલા જીવનમાં અને નિરાશ બનેલા આત્મામાં નવજીવનનો મંત્ર કોણ ફુંકશે? વિશ્વના ખૂણેખૂણેથી અવાજ ઉઠે છે, કે જૂના જર્જરિત બંધારણોનો ભુક્કો કરી નાખો. અને એવી નવરચના લઇ આવો, જેનો દેહ સત્ય, ન્યાય અને સમાનતાના ધોરણે બંધાયેલો હોય. આપણે એ અવાજ સચ્ચાઇપૂર્વક સાંભળવો પડશે અને નવરચના લાવવી પડશે. એ વિના

# ફરીવાર યુરોપમાં

યુક્ત પ્રાંતોની કોંગ્રેસ કેબિનેટમાં નાણાપ્રધાનનો હોદ્દો લેવો એટલે દિવસ ને રાત આંકડાઓના મહાસાગરમાં તરવાનું. દેશને મૂંઝવી રહેલા અનેક કોયડાઓનો અને પ્રશ્નોનો નિવેડો લાવવાનો. નાણાપ્રધાનને સરકારી તિજોરીની સાથેસાથ પ્રજાકીય હાલતની સમસ્યાઓ પણ ઉકેલવાની રહે છે આ બધા કારભારના બોજાએ *શ્રીમતી વિજયાલક્ષ્મીના સ્વાસ્થ્યને નુકસાન* પહોંચાડયું. તેઓ બિમાર પડી ગયાં અને ડૉક્ટરોની સલાહને વશ થઇ યુરોપ જવા ઉપડ્યાં, જ્યાં સારા સારા ડૉક્ટરોની નબીબી સારવાર હેઠળ થોડો વખત રહ્યા પછી તેઓ સાજા થયા. કોઇપણ વસ્તુ જેમ ચિરસ્થાયી નથી, તેમ માદગી પણ વધુ વખત ટકી શકી નહિ. તેઓ સાજાં થયા, અને થાડો વખત લંડનમા રોકાયા.

એ વખતે નવેમ્બર માસ ચાલતો હતો અને લંડન આખું ધુમ્મસથી ઘેરાયેલું હતું. એમનુ આતુર અતર સૂર્યના ઉષ્ણ પ્રકાશને ઝંખતું હતું. પ્યારી માતૃભૂમિની લીલી હરિયાળી એમને જાણે કે આમત્રી રહી હતી અને સાથોસાથ આમત્રી રહી હતી લખનૌના સેક્રેટરીએટમા આવેલી એમની ઓફિસ, જ્યા ટેબલ પર ખડકાયેલી સંખ્યાબધ ફાઇલો જાણે એમના

વાસ્તે કોઇ નવીન આકર્ષણ ઊભું કરી રહી હતી. કેટકેટલું કામ બાકી રહી ગયું હતુ? યુરોપમાં એમણે જે ભયંકર પરિસ્થિતિ જોઇ હતી એથી હિંદ જાણે એમને પરમશાંતિના ધામ જેવું લાગતું હતું. એમણે ડૉકટરોની રજા લઇ લીધી, જે એમને મહામુશીબતે મળી, અને એમણે વિમાનમાર્ગે હિંદ આવવા પ્રયાણ કર્યું.

તેઓ પ્રથમ વિમાન દ્વારા ક્રોયડન નામના વાયુમથકે પહોચ્યાં અને ત્યાથી એક મોટા ડચ વિમાન દ્વારા હિંદ આવવા ઉપડ્યા. એ વાયુમથકે શ્રીમતી વિજયાલક્ષ્મીના અનેક સ્ત્રી મિત્રો, અખબારનવેશો અને કેમેરામેનો એમને વિદાય આપવા આવ્યા હતા. હવાઈ જહાજમા બીજા પણ ઘણા મુસાફરો હતા. દરેકે પોતપોતાની જગ્યા સભાળી લીધી વિમાનના પખાઓએ ગતિ વધારી અને થોડી વારમા એ જમીન પરથી આકાશમા ઊડવા લાગ્યુ તેઓ વાદળાઓમા ઊંચે ને ઊંચે

ઘૂમી રહ્યા હતાં. અને સાઇકલો પણ હજારોની સંખ્યામાં જોવામા આવતી હતી, જ્યારે મોટરો બહુજ થોડી દેખાતી હતી.

હોટેલમા શ્રીમતી વિજ્યાલક્ષ્મી પ્રત્યે હોટલના વ્યવસ્થાપકોએ બહુ લાગણીભર્યું વર્તન દેખાડયું. એમને ખાસ ભોજન પીરસવામા આવ્યુ, તદુપરાન્ત, ફૂલોના મોટામોટા ગજરાઓ એમની સમક્ષ મૂકવામા આવ્યા યુરોપમાં ફૂલોની કિંમત અતિ ઘણી વધારે હોય છે. અને ફૂલોના ગજરાની ભેટ એ તો ઉત્તમમા ઉત્તમ કદર ગણાય છે એક રાત હોટલમાં ગાળીને ફરીવાર એમણે વાયુમાર્ગે સફર શરૂ કરી.

માર્સેલ્સ બંદરે વિમાને થોડી વાર વિસામો લીધો, અને ઉતારૂઓએ અહી નાસ્તો પણ લીધા. ફરી વાર વિમાન ઉપડયુ. હવામાન માફકસર હતું એથી એ એક પંખીની માફક જરાપણ અંતરાય વગર ઊડી રહ્યુ હતું. અંદર પથારીમા પડ્યા પડ્યા વિજ્યાલક્ષ્મીને જાણે એમ જ લાગતુ હતું કે તેઓ કોઇ શાંત ઘરમા બેઠા છે અને જરાય ચલન લાગતુ ન્હોતુ. બારીમાથી નીચે વિસ્તરેલા અફાટ સમુદ્ર તરફ કોઇ જુએ ત્યારે એને લાગે કે એ મુસાફરી કરી રહેલ છે આમ થોડી વારમા તેઓ નેપલ્સના વાયુમથકે આવી પહોચ્યાં. સૂર્ય પશ્ચિમમા ડૂબી રહ્યો હતો અને દરિયામાં એનું સુદર પ્રતિબિંબ પાડી રહ્યો હતો ઉતારૂઓ અહીં ઊતર્યા, પણ કસ્ટમના અધિકારીઓએ એમને સાત વખત સુધી હેરાન કર્યાં. એ પછી બધા હોટેલમા ભોજન લેવા ગયા. ફરી વાર અહીં પણ વિજ્યાલક્ષ્મીને હોટેલના સત્તાવાળાઓએ ટોપલી ભરીને

ફૂલોની ભેટ આપી, અને એક સરસ ખંડમાં એમને રાતવાસ માટે ઉતારો આપ્યો. તેઓ અત્યંત થાકી ગયેલાં હતાં અને પથારીમાં પડવાની તૈયારી કરતાં હતાં, ત્યાં એમણે ઝરૂખામાંથી જોયું તો સૂર્યાસ્તનાં દર્શન થઇ રહ્યાં હતાં. જગત સૌંદર્યથી નાહી રહ્યું હતું. એમણે બે કલાક સુધી ત્યાં જ બેઠક જમાવી દીધી. ધીમેધીમે પૂનમનો ચંદ્ર એનો કિરણકલાપ ઉઘાડતો આકાશમાં આવ્યો. સમુદ્રનાં નીલ રત્નોના ઢગલા જેવાં જલમોજાંઓ ઝળકતાં હતાં. દૂર ક્ષિતિજમાં ચંદ્રનું અજવાળું વીસુવિયસના જ્વાલામુખી પહાડને સ્પર્શી રહ્યું હતું. વાતાવરણમાં કોઇ અનોખું જાદુ પથરાયું હતું. વિજયાલક્ષ્મીને ત્યારે જાણે એવું લાગ્યું કે વાતાવરણનું એ શાંત સૌંદર્ય જાણે કે અંતરમાં ઊતરી જતું હતું. એમનું ચિત્ત ભૂતકાળની ભવ્ય નગરી રોમની જાહોજલાલીની કલ્પનાઓ કરવામાં ગુંથાઇ ગયું.

એ કલ્પનાઓમાં જ્યાં થોડો વખત તેઓ ગરકાવ થયાં ત્યાં તો ઇટાલીના રાષ્ટ્રગીતનો ગુંજારવ ગગનમાં ઉઠયો. એમણે જોયું તો ફાસીસ્ટ ગણવેશમાં સજ્જ થયેલા હજારો જુવાનીઆઓ લશ્કરી કવાયત કરતાં નીચે શેરીમાં શિસ્તબદ્ધ ચાલ્યા જતા હતા. આ રૂપાળા જુવાનીઆઓની કવાયત કરતી ટુકડીઓએ એમને સ્વપ્નમાંથી જગાડી અને વાસ્તવિક દુનિયામાં લાવીને મૂકી દીધા. એમને ફાસીઝમની આ રાક્ષસી શક્તિનું તરત જ સ્મરણ થયું, જે શક્તિ અન્ય દેશોને ધમકી આપી રહી હતી અને એમની આઝાદી છીનવી લેવા માગતી હતી. આ બધા જુવાનીઆઓ એમને કોઇ ઘેટાંના ટોળા જેવા લાગ્યા.

જેમની અજ્ઞાન અવસ્થાનો લાભ લઈ એમનો સરમુખત્યાર એમને કતલખાનાના માર્ગ તરફ ઢસડી જતો હતો એ વિચારોએ શ્રીમતી વિજયાલક્ષ્મીના મગજમા જેવુ અજવાળું કર્યું કે સદ્ભાગ્યના સૌંદર્યરંગો જાણે એમને ડખવા લાગ્યા. મહામુશ્કેલીએ એ વિચારો એમણે મગજમાથી દૂર કર્યા, અને ફરીવાર શીત ચંદ્રના દર્શનમા મન પરોવ્યુ આમ થોડીક ચિત્તશાંતિ મેળવ્યા પછી તેઓ પથારીમા પોઢી ગયા વહેલી સવારના હોટેલના વ્યવસ્થાકોએ એમને જગાડ્યા પથારીની બાજુમા ટેલીફોનની ઘંટડી ચાલુ વાગતી હતી. અને જ્યારે નવારની સરઉઘમા તેઓ પડયા હતા ત્યારે ઘંટડી વેરણ બની હતી એમણે જલદીથી નાસ્તો પતાવી લીધો અને આગળ પ્રવાસ માટે તૈયારી કરી.

ત્રીજા દિવસનુ ઉડ્ડયન શરૂ થયું. તેઓ એથેન્સમા થોભ્યાં અને ત્યા બપોરનું ભોજન લીધુ. ત્યાથી સીધા તેઓ એલેક્ઝાંડ્રીઆ આવી પહોચ્યા. અહીંયા વફદપક્ષ તેમ જ હિંદી રસાલતીઓ તરફથી એમને સ્નેહપૂર્વક માનપત્ર એનાયત કરવામા આવ્યુ વધુમા ઇજિપ્તના મહિલા મંડળના પ્રતિનિધિ અને વફદપક્ષના નેતાના સ્વરૂપવાન પત્ની મેડમ નીસા બેએ પણ ઇજિપ્તની મહિલાઓ વતીથી એમને સન્માન્યા. અને ગુલાબની મિઠ્ઠી ખુશબોવાળા ગજરાઓ ભેટ ધર્યા. એ ફૂલ એટલા બધા હતા કે આખી મોટર એનાથી ચિક્કાર ભરાઈ ગઈ હતી અને એની સૌરભ મઘમઘી ઊઠી હતી એલેક્ઝાંડ્રીઆથી ઊડીને તેઓ બગદાદ થઈ બસરા આવ્યા. એમણે બગદાદ

જોયું, પણ એરેબિયન નાઇટ્સમાં જેવું એનું રોમાંચક વર્ણન છે એવું એ નહોતું. એ શહેર એમને ધૂળિયું લાગ્યું. ગારાની ઝુંપડીઓ અને સાંકડી ગલીઓવાળું એ શહેર હતું, અને જરાય આકર્ષક લાગતું નહોતું. બસરાના વાયુમથકની બાજુમાં એક સુંદર સજાવટવાળી હોટેલ ખોલવામાં આવી છે, જ્યાં દુનિયાનાં કંઈક પ્રેમી યુગલો રજાઓ ગાળવા આવે છે એમ એમને કોઇકે કહ્યું, પણ એ અરસામાં તો એક પણ યુગલ ત્યાં જોવામાં આવ્યું નહિ. કદાચ એમ પણ હોય કે તેઓ શિશિર ઋતુમાં આ સ્થળની મુલાકાતે આવ્યાં હતાં એટલે કોઇ દૃષ્ટિએ ન ચડયું હોય.

ચોથા દિવસનું ઉડ્ડયન બહુ લાંબુ અને થકાવટભર્યું હતું- એમણે સવારે ચાર વાગ્યે બસરા છોડયું અને સવારના ખુશનુમા વાતાવરણમાં તેઓ ઊડવા લાગ્યા. નીચે કાચના સરોવર જેવો શાંત અને ચમકતો હિંદી સમુદ્ર દેખાતો હતો. હિંદની ભૂમિ પર આટલી જલદીથી પગ મૂકી શકાશે એ વિચારે એમનું અંતર આનંદથી નાચી ઊઠયું. વિમાન સાંજે ચાર વાગ્યે કરાચીના વિમાનીમથકે આવી પહોંચ્યું અને એમણે હિંદની સમૃદ્ધ ધરતી પર પગ મૂકયો. વિમાનમથકે એમને મળવા ઘણાં મહાસભાવાદી મિત્રો આવ્યા હતાં અને અખબારનવીસો તેમ જ કેમેરામેનો પણ મોટી સંખ્યામાં હાજર થયા હતા. એમના મિત્રો સાથે શ્રીમતી વિજયાલક્ષ્મીએ થોડી વાર વાર્તાલાપ કર્યો અને જૂના સ્નેહીઓ વિષે સમાચાર પણ એમને જાણવા મળ્યા એ પછી તેઓ ફરીવાર વિમાનમાં બેઠાં અને

સફર શરૂ કરી તેઓ અધારામા જોધપુર આવી પહોચ્યા અહીં જોધપુરના મહારાજાએ સૌજન્યભાવે એમના ખાનગી મત્રીને એક મોટર સાથે વાયુમથકે મોકલ્યા હતા, જે એમને એક સરસ હોટેલમા લઇ ગયો એમને કહેવામા આવ્યુ, કે જોધપુરના મહાસભાવાદીઓ અને અન્ય જનતા હજારોની સખ્યામા એક જાહેર સ્થળે જમા થઈ હતી અને એમનુ પ્રવચન સાભળવા આતુર હતી પણ તેઓ અત્યત થાકી ગયેલા હોવાથી અને શરીરમા થોડો ઘણો તાવ પણ ભરાયેલો હોવાથી એમણે સભામા હાજરી આપવાની ના પાડી દીધી એથી જનતા જો કે નિરાશ થઇ, પણ એમ કર્યા સિવાય ચાલે એમ નહોતુ

બીજી સવારે એમને અમદાવાદ પહોચી જવુ હતુ પણ રાત ખૂબ લાબી લાગી જાણે કે એક યુગ જેવડી અને એમને ઊંઘ પણ આવતી નહોતી છેવટે સવારના ચાર વાગ્યા એમણે શય્યાત્યાગ કર્યો ત્રણ કલાકના સતત ઉડ્ડયન પછી અતે એમનુ અનેક સ્મરણોથી અકિત થયેલુ, જૂનુ, ધૂળેભરેલા રસ્તાઓવાળુ શહેર આવ્યુ જેવુ હતુ તેવુ પણ એ એમનું ઘર હતુ, જેના શાત અને સુખી વાતાવરણમા તેઓ ઉછરીને મોટા થયા હતા.

જનો અને સ્વજનો એમને મળવા માટે ત્યાં આગળ એકઠા થયાં હતાં. તેમનાં મુખમંડલ સ્મિતથી છવાઇ ગયાં હતાં. વિમાની મથકેથી મોટરમાં બેસીને તેઓ આનંદભવન તરફ હંકારી ગયાં. અલ્હાબાદના ખરાબ રસ્તાઓ તેમને એ ટાણે જરાય ખૂંચ્યા નહિ. પણ જેવાં આનંદ ભવનના પ્રવેશદ્વાર આગળ આવ્યાં કે તેઓ ચોંકી ઉઠ્યાં. દરવાજા પર ત્રિરંગી રાષ્ટ્રધ્વજ ફરકી રહ્યો હતો. એના પરના દૃષ્ટિપાતે એમનું સ્મરણ તાજું કર્યું. દેશની આઝાદી માટે લડવાનું જે કાર્ય બાકી હતું એ માટે એમને એ રાષ્ટ્રધ્વજે જાગ્રત કરી દીધાં. જે ભૂમિની માટીમાંથી

# કુંભના મેળામાં

**યુરોપના પ્રવાસેથી** પાછાં ફર્યાં બાદ શ્રીમતી વિજયાલક્ષ્મી વળી થોડાક મહિના રાજકારણમાં અને હોદ્દાની જવાબદારીમાં પડી ગયાં. સેક્રેટેરીઅટની એમની કચેરી જાણે કે એમનું ઘર બની ગઇ હતી. કામકાજના અતિશય બોજાને લીધે એમને જરા જેટલીયે ફુરસદ મળતી નહોતી. દરરોજ મુલાકાતો આપવાની, અનેક મૂંઝવતા પ્રશ્નોનો નિકાલ કરવાનો, એ ઉપરાંત એમની ત્રણ પુત્રીઓ લેખા, નયનતારા અને રીટાના જીવનઘડતરમાં અને અભ્યાસમાં ઊંડો રસ લેવાનો. આમ કૌટુમ્બિક જવાબદારીઓ સાથે કેબિનેટની સભાઓએ એમના જીવનમાં અધાધુંધી મચાવી મૂકી હતી. એમનું મનપંખી પાંખો ફફડાવી ઉડી જઇ વિશ્રાંતિ મેળવવા તડપી રહ્યું હતું. એકાદ મહિનાની નિવૃત્તિ લઇ ક્યાંક જઇ આવવા તેઓ કોઇ પ્રસંગ શોધી રહ્યાં હતાં. એવામાં હરદ્વારમાં ભરાતા કુંભના

હતી. અનેક વાર એ યોજના ઘડાઇ અને ફરી પાછી ભાંગી પડી. ઘણાંઘણાં સ્નેહીમિત્રોને એમણે પત્રો પણ લખી નાખ્યા. માત્ર મેળામાં જઇને માણસોને જોવાની જ એમની કાંઇ ઇચ્છા નહોતી, એમ તો એમણે પ્રયાગમાં ઘણા મેળા જોયા હતા. પણ આ ઉત્કંઠા તો કંઇ વિચિત્ર જ હતી. માનો ન માનો પણ એમના પૂર્વજોનું બ્રાહ્મણલોહી એમને ઉશ્કેરી રહ્યુ હતું. અને જોકે એમનામાં આધુનિક સંસ્કારોનું પરિબળ હતું છતાં એ લોહી સાથે મળેલી પવિત્રતા બધા નવીન સંસ્કારોની ઉપરવટ થઇ એમનામાં એક ઊંડી એવી પ્રબલ ઇચ્છા જગાડી રહી હતી. અને એ ઇચ્છા હતી હરદ્વારમાં આવેલા સતીકુંડના પવિત્ર જલમાં સ્નાન કરીને પાવન થવાની. પૌરાણિક કથાઓમાંથી જાણવા મળે છે, કે પિતૃઅપમાનથી ઘવાઇને, સ્વામીનુ સ્વમાન સાચવવા સતી પાર્વતી આ ઠેકાણે દેહમાં અગ્નિ પ્રગટાવી ભસ્મ થયાં હતાં.

તહેવારોમાં જરૂર કોઇને કાંઇ કહ્યા વિના તેઓ બાળકોને લઇ મસુરી ઉપડી જવાનાં.

પણ જ્યાં બુધવારના બપોર થયા ત્યાં ફરીવાર કુંભના મેળામાં જવાની તાલાવેલી લાગી. એમણે અગાઉથી ટ્રંકમાં થોડાંક કપડાં ગોઠવી રાખ્યાં હતાં, અને સવારમાં જ ઘરના નોકરોને સૂચના આપી દીધી હતી, કે કદાચ ઘેર આવવામાં મોડું થાય તો લગેજનો સામાન બધો સ્ટેશનભેગો કરી દેવો, જેથી તે દિવસની સભામાં હાજરી આપીને તેઓ પરબારાં હરદ્વાર જ જઇ શકે. પણ જ્યાં મિટિંગની કાર્યવાહી શરૂ થઇ ત્યાં એમનું મગજ ચકડોળે ચડવા માંડયું. પહાડોની કલ્પના-ભૂમિ એમની આંખો સમક્ષ આવીને ઉભી રહી. સમીરણના હિલોળે લહરાઇને જાણે કે ત્યાંની વનશ્રીની સુગંધી કેબિનેટના એ રૂમમા આવી આવીને ઠલવાવા લાગી. પણ આખરે સભા પૂરી થઇ અને છૂટયાં. કોઇની વિદાય લેવા પણ ન રોકાતાં તેઓ નીચે જ્યા મોટરકાર ઊભી હતી ત્યાં દોડી ગયાં અને તેમા ગોઠવાઇને સીધાં સ્ટેશને પહોંચ્યાં.

—

ટ્રેનની ગતિ સાથે સમય પણ આલ્યો જતો હતો. રાત આવી અને ચાલી ગઈ. અને બીજા દિવસની સવારે જ્યારે એમણે આંખો ઉઘાડીને જોયું તો ટ્રેન હરદ્વાર નજીક જઇ રહી હતી. પળવારમાં ગઈ સાંજે અંતરમાં જે શાંતિ પથરાઇ હતી એ અશાંતિમાં ફેરવાઇ ગઇ. જે આતુરતા દબાઇને હૃદયના એક ખૂણામાં પડી હતી એ ભભકીને જાગી ઊઠી. તેઓ બારી પાસે જઇને બેઠાં અને હરદ્વારનું દર્શન કરવા અધીરાં બન્યાં. અંતે સ્ટેશન આવ્યું અને તેઓ પ્લૅટફૉર્મ પર માનવ-મહાસાગર વચ્ચે આવીને ઊભાં રહ્યાં. જેમ તેમ કરી વાહનની સગવડ કરી તેઓ ગંગાકિનારે પહોચ્યાં અને સતીકુંડમાં સ્નાન કરી પાછાં વળ્યાં.

તે દિવસે દહાડો ઊગતાં પહેલાં સ્નાન કરીને યાત્રીઓના ટોળેટોળા ગૃહપ્રતિ પ્રયાણ કરી રહ્યા હતાં. હિંદના ખૂણેખૂણેથી ધર્મઘેલા હિંદુ નરનારીઓ ત્યાં ઉભરાયા હતા અને ટ્રેનમાં જગા લેવા ડબ્બાઓ પર ધસારો કરી રહ્યા હતાં. એમના હાથમા પવિત્ર ગંગાજળની નાની મોટી લોટીઓ તેઓએ ઉપાડી હતી આ ગંગાજળ તેઓ માંદગીના સમયે વાપરવા લઈ જતા હતા શ્રીમતી વિજયાલક્ષ્મીએ પણ બાળકો સાથે એક ડબ્બામા જગ્યા લીધી

જે ડબ્બામા તેઓ બેઠા હતા એ યાત્રાળુઓથી ચિક્કાર હતો. એમની પાસે જ એક નવયુવાન પંજાબી અખબારનવેશ બેઠો બેઠો કોઇ સાથે વાતચીત કરી રહ્યો હતો. આગલે દિવસે એ મેળામાં ગયેલો અને પોતાના અખબાર માટે ઘણી ઘણી

સામગ્રી ઘસડી લાવ્યો હતો. એની વાતચીતમાં એણે મેળવેલી હકીકતોનું ધ્યાન હતું. શ્રીમતી વિજયાલક્ષ્મીને એની વાતોમાં કાંઈ ખાસ રસ જેવું ન લાગવાથી તેઓ ટ્રેનની બારીમાંથી દૂર ચાલ્યા જતા માણસોના ટોળા પર નિરર્થક દૃષ્ટિ નાખતાં બેઠાં હતાં.

એવામાં ટ્રેન ચાલુ થઈ અને એમણે ગંગાના પૂલ પરથી નીચે જોયું તો યાત્રીઓનાં ટોળાં વચ્ચે જતાં હતાં. જાહ્નવીનો દેખાવ ત્યારે રમણીય લાગતો હતો, અને જ્યાં ત્યાં ઊભેલાં મંદિરો એની શોભામાં વધારો કરી રહ્યાં હતાં. ટ્રેનની ગતિ વધવાની સાથે નીચેના રસ્તાઓ પર તેમ જ બજારોમાં ઘૂમી રહેલાં લોકોનાં ટોળાઓ વધુ ગાઢાં થતાં જોવામાં આવ્યા. હિંદના જુદા જુદા પ્રાંતોમાંથી ત્યાં આવેલા પુરુષો અને મહિલાઓ એ ટોળામાંથી માર્ગ કરવા એકબીજાને ધક્કા મારતાં, કોણીઓ મારતા આગળ આવવા પ્રયત્નો કરી રહ્યાં હતાં. આખો માર્ગ વિવિધ રંગનાં વસ્ત્રોથી સુંદર અને રંગીન લાગતો હતો. જાણે કે ઇન્દ્રધનુ ત્યાં આવીને પડ્યું હતું. અને ટોળાંઓનો ઉમંગ પણ એવા જ રંગે રંગાયેલો જોવામાં આવતો હતો.

શ્રીમતી વિજયાલક્ષ્મી તરત જ વિચારમાં પરોવાયા કે કયી અણદીઠ પ્રેરણાએ આ લોકોના અંતરને ધક્કો મારી તેમને આ મેળાના દર્શને મોકલ્યાં હશે ? એવામા એ વિચારમાળા તૂટી ગઈ. તેમનું ધ્યાન પેલા યુવાન પંજાબી અખબારનવેશ તરફ દોરાયુ. એની વાતચીત હજુ ચાલુ હતી. એના ગાલસ પર

આ મેળાએ કેવી છાપ પાડી હતી, અને ત્યાં સ્નાન કરવા આવેલા નાગા સાધુઓનાં સરઘસો કેવી ઘૃણા ઉત્પન્ન કરતાં હતાં વગેરે વિષે એ બોલતો હતો. એણે કહ્યુ: " આવું વિકૃત દૃશ્ય મેં ક્યારે ય જોયું નથી. આ મોટા નાગડાઓ કોઇ પણ જાતના ધાર્મિક ધ્યેય વગર, માત્ર પોતાનું નગ્ન રૂપ દેખાડવા ખાતર જ હરદ્વારની ગલીઓ વચ્ચેથી જાણે કોઇ રાજા મહારાજાની સવારી આવી રહી હોય એમ વિલક્ષણ દેખાવો કરતા પસાર થાય છે, એ દૃશ્ય કેવું બેહૂદું લાગે છે ? સત્તાવાળાઓ પર તેઓ જાણે એવી છાપ પાડવા માગતા હોય છે કે તેમનું નાગું રૂપ સાધુત્વનું એક પરમ ચિહ્ન છે, અને એમને દેશમાં માનવાવાળા હજારો માણસો પડયા છે. અને આ સ્ત્રીઓ ! ભગવાન બચાવે એમનાથી! મનમાં થાય છે, કે કોઇ દિવસ આવું દૃશ્ય નજરે ન પડે તો સારૂં. આ સ્ત્રીઓ—વૃદ્ધ, યુવાન, ગરીબ, તવંગર, બધી જાતની તે નાગડાઓના પગમાં દંડવત પડે છે, અને એમના પગનો સ્પર્શ પામવા ધક્કા મુક્કી પણ કેટલી કરે છે !

વિજયાલક્ષ્મી એ પંજાબી અખબારનવેશનનું વક્તવ્ય સાંભળી રહ્યાં હતાં. એમણે બારીમાંથી દૃષ્ટિ ખસેડીને તેના પ્રત્યે જોયું. તેઓ અચાનક ભૂતકાળમાંથી વર્તમાનમાં સરી પડ્યાં. હમણાં સુધી તેઓ માનવલાગણીઓની ઉત્કટતાનું ભાવભીનું દર્શન કરી રહ્યાં હતાં. ત્યાં આ પંજાબી યુવાનના શબ્દોએ એ ભ્રમજાળ પીંખી નાખી.

'લોકોનાં ટોળાંઓમાં ખોવાઈ ગએલી એમની દૃષ્ટિ પાછી

વળી, પણ એમનો આનંદ ઊડી ગયો કલ્પનાની સુંદર માલા તેઓ ગૂંથી રહ્યાં હતાં, પણ એનાં ફૂલ જાણે કે કરમાવા લાગ્યા. અને એમને દર્શન થયું કંગાલ, પીડિત હિંદની જનતાનું. ગરીબી અને ભૂખમરાથી તેમના હાડપિંજર જેવા શરીરમા જે આત્મા વસી રહ્યો હતો, એ પણ કચડાઇને દુર્બળ અને અંધશ્રદ્ધાળુ બની ગયો હતો

એમને થયું: હિંદનું આટલું બધું પતન? જે ભૂમિ સાહસ અને હિંમત માટે એક કાળે વખણાતી હતી, જેની ભૂતકાળની શૌર્યગાથાઓ જીવંત સ્મરણો બની ખૂણેખૂણે માનવકંઠે ગુંજી રહી હતી, ભૂતકાળમા જેના સુપુત્રો અપમાન સહન કરવા કરતાં હસતે મોઢે મૃત્યુને ભેટતા હતા, અને જેની સુપુત્રીઓએ ચારિત્ર્ય અને પવિત્રતાના સંરક્ષણ અર્થે અગ્નિજ્વાલાઓમાં પોતાના દેહનુ સમર્પણ કરી એની કીર્તિને ચિરંજીવ બનાવી હતી એ હિંદનુ આવુ કંગાલ દર્શન!

પણ એવામાં એમની દૃષ્ટિ દૂર દૂર નીલરંગી આકાશમાં પરોવાઇ. ક્ષિતિજમાં ભૂખરા રંગની પર્વતોની હારમાળા ગગનને અડી રહી હતી. એમના અંતરમાં આશાનું કિરણ ઝબકી ઊઠયું. અને એમને થયું: હિંદ શા માટે મરણને શરણ થાય? જે શ્રદ્ધા, હિંમત, પ્રેમ અને બલિદાનની ભાવનાઓએ હિંદને એક રાષ્ટ્રરૂપે ઘડયું છે, એ ભાવનાઓ આપણામાં હજુ જીવંત પડી છે. વહેમોથી આ દેશ કદાચ ઘેરાયેલો હોય તોય શું થયું? નવીન પ્રેરણાશક્તિ એ વહેમોને હાંકી કાઢશે. ઝઘડાઓ તો છે, પણ થોડે અંશે સંપ પણ ક્યાં નથી? અજ્ઞાન છે તો વિદ્યા અને સંસ્કારોનું પરિબળ પણ છે. બીજાં રાષ્ટ્રો કરતાં આપણું રાષ્ટ્ર કદાચ પછાત હશે, પણ નવીન પ્રભાત ઉઘડી રહ્યું છે અને તેનાં કિરણો દેશના થાકેલા હૈયામાં નવી આશા જગાડી રહ્યાં છે. એવા વિચારો આવતાં ફરી વાર તેઓ આનંદમાં આવી

# પ્રધાન તરીકેની કામગીરી

શ્રીમતી વિજયાલક્ષ્મીની વિવિધ પાસાએ ચમકતી બુદ્ધિપ્રતિભા રાજદ્વારી હિંદના ક્ષેત્રમાં ઓર રંગે ચમકી ઊઠી. એમણે પ્રધાન તરીકેની જવાબદારી ઉપાડી હતી એ કાંઇ નાનીસૂની વાત નહોતી અનેક પ્રતિસ્પર્ધીઓ સામે તે રાજદ્વારી મોરચો હતો અને નવાઈ જેવું તો એ હતું, કે હિંદના એ પ્રથમ પહેલા જ સ્ત્રીપ્રધાન હતાં. ત્યારસુધીમા કોઇ નારી આ જાતની સત્તાના સ્થાને આરૂઢ થઇ શકી હોય તો એ વિજયા લક્ષ્મી જ હતા ૧૮૫૭ ના બળવાની ઝાંસીની રાણી પછી દેશે જો કોઇ સ્ત્રીને ગૌરવભર્યું સ્થાન આપ્યું હોય તો વિજયાલક્ષ્મીને. અને તેઓ નહેરૂ કુટુંબમાંથી આવે છે એટલે એ કુટુબ માટે પણ ગૌરવનો વિષય છે ગુલામીમા પડેલા હિંદને ફરીવાર આઝાદ કરવા જે આત્મભોગો તેમણે આપ્યા છે એ વિરલ છે. વર્ષો થયા હિંદ બ્રિટિશ સરકાર સામે મોરચા માંડીને બેઠું છે. આઝાદીની એ ઝંખના, એ તલસાટ હજુ એવો'જ જીવંત છે. હિંદને જંજીરોમાથી મુક્ત કરવા નહેરૂ કુટુંબના પુરુષો, સ્ત્રીઓ અને બાળકોએ અત્યંત શૌર્યભર્યો સાથ આપ્યો છે મોતીલાલ નહેરૂના અવસાન પછી હિંદના રાજદ્વારી ક્ષેત્રનું અગ્રસ્થાન એમના વારસપુત્ર જવાહરલાલ નહેરૂએ લીધું છે, અને હવે

હિંદની અબળાઓને મોરચા પર લાવવા શ્રીમતી વિજયાલક્ષ્મી સેનાપતિ બનીને બહાર આવ્યાં છે

તેઓ સ્થાનિક સ્વરાજ ખાતાનાં ઉપરી અધિકારી હતાં. અગાઉ કહેવાયું છે તેમ, તેઓ તંદુરસ્તી અને સુધરાઈનું દફતર સંભાળતા બેઠા હતાં. તેઓ એ સ્થાને આવ્યા એ પહેલાં ૧૯૧૪ સુધી તંદુરસ્તી અને સુધરાઈ ખાતાનો બધો કારોબાર એક સુધરાઈ કમિશનર મારફત ચાલતો હતો. થોડા વખત પછી એ ખાતુ સ્થાનિક સ્વરાજ ખાતાના હાથ નીચે મૂકવામાં આવ્યું. પ્રાંતિક સરકારની કોઈ જાતની સહાય, દેખરેખ કે માર્ગદર્શન વગર આ ખાતું સ્થાનિક સંસ્થાના અમલ નીચે ચાલતું. પણ ૧૯૨૭ માં એના રંગઢંગ બદલાયા અને સરકારે પ્રાંતિક તબીબી સવિસમા કેટલાક ઉચ્ચ તબીબી અધિકારીઓની નિમણુક કરી. આ રીતે સ્થાનિક તંદુરસ્તી ખાતુ ધીમેધીમે પ્રગતિ સાધી રહ્યુ હતું. વિજયાલક્ષ્મી પ્રધાન બન્યાં ત્યારે એ ખાતું એમના હાથ નીચે મૂકવામા આવ્યું.

ભવે વૃદ્ધ અને પીઢ સભ્યોની હાજરીમાં તેઓને પ્રશ્ન પૂછતાં કે પ્રશ્નોના જવાબ આપતાં તેઓ જરાપણ પાછાં પડતાં નહિ. તેમ જ કટાક્ષભરેલાં વાગ્બાણ છોડતાં પાછું વાળીને જોતાં નહિ.

૧૯૩૮ ના માર્ચ મહિનામાં એક દિવસ તેઓ ધારાસભાગૃહની ફરસબંધી પર કોઈ સભ્ય સાથે વાતચીત કરવામાં પરોવાયાં હતાં. વાતચીતમાં ખાસ કરીને વર્તમાન નારીત્વનો ઉલ્લેખ વારંવાર થઈ રહ્યો હતો. ત્યાં ધારાસભાના એક ગોરા સભ્ય મિ. એચ. જી. વોલ્ફર્ડે વચ્ચે બોલી ઉઠ્યા: “ આ દેશની સ્ત્રીઓ શું દુઃખી અને દબાયલી નથી ? ”

વિજયાલક્ષ્મીએ તરત જ એમના સામું જોયું અને એમના કથનનો સ્વીકાર કરતાં હોય તેમ બોલ્યાં: “ તમે સાચું કહ્યું. પણ એક વાત કરતાં ભૂલી ગયા. હિંદી મહિલાઓ ગુલામડીઓ પણ છે. ”

છું, કે તેઓ પોતાના એ સુંદર અલંકારોવાળાં ભાષણો કરવાં પડતા મૂકી સ્ત્રીઓના ઉદ્ધારનું અને જાગૃતિનું કામ હાથમાં લ્યે, અને તેઓ જે કહે છે તે કરી બતાવે તો જ એ ભાષણોની સુંદરતા યથાર્થ લેખાય." બધા સભ્યો ચૂપ થઈ ગયા; એક શબ્દ પણ કોઈ બોલ્યું નહિ. એમની નારીપ્રતિભાને ઝાંખી પાડવાની કોઈનામાં તાકાત નહોતી.

બીજી એક વાર ધારાસભાના સભ્યો સમક્ષ એમણે જાહેર તંદુરસ્તી અંગેની કોંગ્રેસ પ્રધાનમંડળની નીતિ સ્પષ્ટ કરતાં જણાવ્યું હતું કે, 'જાહેર તંદુરસ્તીની રક્ષા કાજે કોંગ્રેસ સરકારની ઇચ્છા છે, કે દરેક ગામ અને શહેરમાં યોગ્ય વ્યવસ્થા હોવી જોઈએ. અત્યારે વધી પડેલું બાળમરણપ્રમાણ અટકે એવા ઉપાયો લેવાશે. અમે આ બધું કરવા માગીએ છીએ અને એમ કરીને જ જંપીશું."

દાખલા તરીકે સંયુક્ત પ્રાંતોના કેટલાક ગ્રામ્ય વિસ્તારોમા પૂરતુ પીવાનુ પાણી ન મળતું હોવાને લીધે એ વિસ્તારોના રહેવાસીઓને પાણી વગર અત્યંત મુશ્કેલીઓ વેઠવી પડતી હતી પ્રાણીઓની માવજત માટે તેમ જ સુવાવડ માટે કોઇ જાતની સગવડતાઓ જ ન હતી. એટલું જ નહિ, જાહેર તદુરસ્તી સાચવવા માટે કોઇ પણ પ્રકારની વ્યવસ્થા પણ નહોતી. આધુનિક શહેરોથી દૂરદૂર પથરાયેલાં આ નાનાં નાનાં ગામડાંઓમા, જાજરૂ, ગટર વગેરે કોઇ સાધનોની સગવડ સરકાર તરફથી કરાઇ નહોતી એથી સ્વચ્છતાનું તો ત્યાં નામ નિશાન નહોતું; તેમ જ ગામડાના વતનીઓને દાક્તરી સહાય પણ મળી શકતી નહિ માઇલોનો પથ કાપીને ગ્રામવાસીને કોઇ દાક્તરને બિમારી ટાણે બોલાવી લાવતાં ખર્ચના ખાડામા ઊતરી જવું પડતું. ગામદીઠ એકેક નાની ઇસ્પિતાલ ખોલવાની સરકારને જરૂર જણાઈ નહોતી, તેથી ખૂબ ખર્ચ આવે એમ તે માનતી હતી, અને સાહસ કરતી નહોતી. વળી નોકરશાહી આવું રાહતનું પગલુ ભરે એ વસ્તુ જ સંભવિત નહોતી. એ માટે સરકારને બહાનું પણ સારૂં મળી ગયું હતું. તે કહેતીઃ ‘લોકોને દાક્તરોમાં જરાય શ્રદ્ધા ન હોવાથી તેઓ વૈદો અને હકીમો પાસે જાય છે. એટલે દવાખાનાં ખોલી દાક્તરોને રોક-

પ્રાંતના બજેટમાં નાણાકીય ભીંસ હોવા છતાં તેઓએ એક યોજના ઘડી કાઢી અને ધારાસભા સમક્ષ દરખાસ્ત મૂકી કે 'ગ્રામ્યવિસ્તારોમાં ૩૦૦ દવાખાનાંઓ ઉઘાડવામાં આવે. એમાંનાં ૨૦૦ દવાખાના દેશી વૈદો, હકીમો હસ્તક ચલાવવામાં આવે અને તેમાં દેશી દવાઓનો ઉપયોગ કરવામાં આવે, જ્યારે બાકીનાં ૧૦૦ દવાખાનાંઓ એલોપથી, એટલે કે વિલાયતી દવાઓની પદ્ધતિ અનુસાર ચલાવવામાં આવે અને તેમાં દાક્તરો રોકવામાં આવે.'

ધારાસભાગૃહના કેટલાક અતિ નૂતન વિચાર ધરાવતા સભ્યોએ શ્રીમતી વિજયાલક્ષ્મીનો સામનો કર્યો, અને વૈદો, હકીમો દ્વારા દવાખાનાઓ ચલાવવાની એમની દરખાસ્ત સામે ટીકાઓની ઝડી વરસાવી. છતાં તેઓ મક્કમ રીતે પોતાની વાતને વળગી રહ્યા. અને પોતાની ઇચ્છા મુજબ જ એ યોજના સફળ બનાવવા કટિબદ્ધ થયા.

વિજયલક્ષ્મીએ તો એમાં ખૂબ રસ દેખાડ્યો હતો અને શ્રમ પણ એટલો જ ઊઠાવ્યો હતો, છતાં અજ્ઞાન ગામડીઆઓને એ જાતની સંસ્થા સામે અણગમો હોવાથી તેઓ સંસ્થાની સેવા લેવા માટે આગળ આવ્યાં જ નહિ. આ સંબંધમાં શ્રીમતી વિજયાલક્ષ્મીએ કરેલું નિવેદન નોંધપાત્ર છે. તેઓએ કહ્યું કે,

"મને જણાવતાં ગ્લાનિ ઉપજે છે કે મિડવાઈફો ઉપર ગ્રામ જનતાને જરાય શ્રદ્ધા કે વિશ્વાસ હોય એમ જણાતું નથી. આ સંસ્થાએ સરસ રીતે તાલીમ આપેલી, અને સમાજમા સારી પ્રતિષ્ઠા ધરાવતી મિડવાઈફો આપી હોવા છતાં એમના ચારિત્ર્ય પ્રત્યે હંમેશાં શકાની નજરે જોવાય છે. તેમની સેવાઓ મળી શકવા છતાં ગ્રામવાસીઓ એ લેવાનો ઇન્કાર કરે છે જનતાને ખાતરી થવી જોઈએ કે મિડવાઈફનુ કાર્ય એવું ઊતરતી કોટિનું નથી કે તેમના પ્રત્યે આમ હલકી નજરે જોવાય છે. એ તો માનભર્યું કાર્ય છે. પણ આ બધું પ્રચાર દ્વારા જ સમજાવી શકાય."

આમ ઇંડિયન રેડ ક્રોસ સોસાયટીનું કાર્ય ધીમી ગતિએ પ્રગતિ કરી રહ્યુ હતું, ત્યા બીજી બાજુથી વિજયાલક્ષ્મીએ ૧ લી જાન્યુઆરી ૧૯૩૯ થી આગ્રાની મહિલાઓ માટેની મેડિકલ સ્કૂલને એક સુવ્યવસ્થિત નર્સીંગ કેન્દ્રના રૂપમા ફેરવી નાખી. આ કેન્દ્રમાં તાલીમ લઈને તૈયાર થયેલી નર્સોને ઇસ્પિતાલોમાં સારવાર માટે મોકલવામાં આવતી. એનું પરિણામ એ આવ્યું, કે જાહેર તંદુરસ્તીની સંરક્ષા પ્રત્યે હવે કાંઈક યોગ્ય દિશામાં કામ થવા લાગ્યું.

તેમની રાહબરી હેઠળ પ્રાંતોમાં મેલેરિયાનો સદંતર નાશ કરવા માટે એક એન્ટીમેલેરિયા યોજના તૈયાર કરવામાં આવી પ્રધાનમંડળે એ યોજના દ્વારા પ્રાંતોના જે જે ભાગોમાં મેલેરિયા બહુ ખતરનાક પ્રમાણમાં ફેલાતો જોવામાં આવતો એ ભાગોમાં તેનો વ્યવસ્થિત સામનો કર્યો. મેલેરિયનો સદંતર નાશ કરવાની યોજના પાછળ કેબિનેટને રૂા ૮૦૦૦૦નો ખર્ચ આવતો હતો

જે જે ગામોમાં લોકોને પીવાના પાણીની તંગી ભોગવવી પડતી તેમને પાણી પૂરૂ પાડવા માટે કોંગ્રેસ સરકારે નવા કૂવાઓ ખોદાવ્યા અને તેમાં રૂા ૩૫૦૦૦ નું ખર્ચ કર્યું શહેરોમાં અને ગામડાઓમાં ખુલ્લી જગ્યાઓમાં વ્યાયામ શાળાઓ ખોલવા માટે શ્રીમતી વિજયાલક્ષ્મીએ ઝુંબેશ ઉપાડી ૧૯૩૮–૩૯ના વર્ષમાં તેમણે જિલ્લાઓ માટે વ્યાયામના કેન્દ્રો ખોલ્યા અને તેના નિભાવ માટે રૂા ૪૫૦૦૦ મંજૂર કર્યા જિલ્લા અને મ્યુનિસિપલ બોર્ડોને પણ વિનંતિઓ કરવામાં આવી, કે તેમણે બાળકો અને પુખ્ત વયનાઓ માટે રમતગમતના મેદાનોની સગવડો કરી આપવી આવા ૧૭૫ રમતગમતના અખાડાઓ ગ્રામ્ય વિસ્તારોમાં, તેમ જ ૧૦ કેન્દ્રો મ્યુનિસિપલ વિસ્તારોમાં ખોલવામાં આવ્યા ગ્રામવિસ્તારોને દાક્તરી રાહત આપવા માટે સરકારે જે રકમ બજેટમાં પસાર કરાવી તે રકમમાંથી ૧૬ પ્રવાસી દાક્તરી ગાડીઓ, ૪૮ સ્થિર દવાખાનાઓ, ૨૪ પ્રસૂતિગૃહો અને બાળમાવજતના કેન્દ્રો અને ૧૯૨ ઔષધાલયો તેમ જ દવાખાનાઓ ખોલાવ્યા બીજે

જ વર્ષે એ તંદુરસ્તી ખાતાની યોજનાઓ બીજા વધુ પાંચ પ્રાંતોમાં વિસ્તારવામાં આવી. પ્રસૂતિગૃહો અને બાળસંરક્ષણ કેન્દ્રોને પૂરેપૂરાં સ્થિર કરવામાં આવ્યાં અને પાણી પીવાના કુવાઓ પણ ગળાવવામાં આવ્યા. એ વર્ષે વિજયાલક્ષ્મીએ પ્રાંતોમાં બાળકો માટે પોષક તત્ત્વોવાળા મફત દૂધની યોજના ઘડી કાઢી

ઉક્ત યોજના દ્વારા જે ગ્રામ અને શહેરી વિસ્તારોમાં વ્યાયામશાળાઓ અને અખાડાઓ ખોલવામાં આવ્યા હતા ત્યાં બાળકોને કસરત પછી અમુક પ્રમાણમાં સરકાર દ્વારા મફત દૂધ આપવામાં આવે એવી જોગવાઈ કરવામાં આવી, જેથી તેમના શરીર ઘડાય. પણ નાણાંકીય અછતને લીધે એ યોજના પડતી મૂકવી પડી. માત્ર આગ્રા જિલ્લામાં એ યોજના થોડી ઘણી સફળતા મેળવી શકી.

જાહેર પ્રવૃત્તિઓ દરમ્યાન તેમણે બધી રાત્રિશાળાઓને પ્રૌઢ અશિક્ષિતોને અક્ષરજ્ઞાન આપવાના કેન્દ્રોમાં ફેરવી નાખવા ખૂબ પ્રયત્નો કર્યા હતા. સાર્વજની સંસ્થાઓમાં રશિયન શિક્ષણ પદ્ધતિ દાખલ કરવાનો પણ એમણે પ્રયત્ન કરેલો.

પણ એમના પ્રધાનમંડળને હંમેશા નાણાંકીય ભીંસ વચ્ચે કામ કરવું પડતું હોવાથી તેમણે યોજેલી જાહેર સુખાકારીની પ્રસૂતિગૃહોની અને બાળસંરક્ષણ યોજનાઓ સંપૂર્ણ સફળતા મેળવી શકી નહિ જો એ યોજનાઓ સફળ થઈ હોત તો જાહેર જનતાને એથી ખૂબ લાભ મળત. જે થોડું ઘણું ફંડ તેમના ખાતાના બજેટ પેટે તેમને મળતું, એ બધું'ય પ્રજાની

સુખાકારી માટે તેઓ ખર્ચી ન ખતા. તેઓ કહેતા, કે કર આપનારાઓની પૂરતી સમતિ વગર એક પાઇ પણ ગેરરસ્તે ખર્ચી શકાય નહિ.

હિંદને હમેશા નવા નવા પ્રશ્નોનો સામનો કરવો પડતો હતો હિંદના ઘણા ખરા પ્રાતોમા કોંગ્રેસી પ્રધાનમડળો હતા તેમાના પ્રધાનોમાના ઘણા વર્ષોની જેલયાત્રા કરીને આવ્યા હતા કોંગ્રેસી પ્રધાનમડળોના હાથમા વહીવટ આવવાથી લોકોને થયુ, કે તેઓની મુશ્કેલીઓ હવે થોડે અશે ઓછી થઇ જશે દેશમા નવીન જાગૃતિનો પ્રાણ ધબકી ઉઠ્યો હતો ખેડૂતો અને મજૂરવર્ગ પણ માની રહ્યા હતા કે જરૂર, હવે દેશમા અસાધારણ પરિવર્તનો આવશે. અને બન્યુ પણ એમ જ. કોંગ્રેસ સત્તા પર આવતા જ બધા રાજદ્વારી કેદીઓને છોડી મૂકવામા આવ્યા લોકોના વિચારો અને વાણીસ્વાતત્ર્ય પરનો પ્રતિબધ ઊઠી ગયો પંડિત જવાહરલાલે એ સબંધમા એક ઠેકાણે લખ્યુ છે, 'પ્રધાનમડળો જનતાની તકલીફો દૂર કરવા સખત મહેનત લઇ રહ્યા છે, અને બીજાઓને પણ તેમ કરવા સમજાવી રહ્યા છે'

પણ એક વસ્તુ આડખીલીરૂપ હતી પ્રધાનમડળોને જૂની સરકારના હાથાઓ સાથે કામ કરવાનુ હતું. પ્રધાનમડળો તો જાણે નામનો જ વહીવટ કરી રહ્યા હોય એમ તેઓને લાગતુ સાચી સત્તા તો ગવર્નરોના હાથમા જ હોય એવુ સ્પષ્ટ જણાતુ. બબ્બે વખત તેમને ગવર્નરો સાથે ચકમક ઝરી ચૂકી હતી અને પોતાના રાજીનામાઓ પણ મોકલાવી આપ્યા હતા. તેથી

ગવર્નરોની સાન કાંઈક ઠેકાણે આવી હતી અને મામલો બગડતાં અટક્યો હતો

પંડિત જવાહરલાલ એ વિષેનો ઉલ્લેખ એક નિવેદનમાં કરતા જણાવે છે કે, જૂના સનંદીઓની સત્તા અને લાગવગ, પોલિસ ખાતુ વગેરેને ગવર્નરોનુ પીઠબળ હતું અને આખા બધારણમા ઘોચપરોણો થતો હોવાથી અનેક વાર પ્રધાનોના કામકાજમાં દખલગીરી ઊભી થતી હતી.

પ્રધાનમંડળોની પ્રગતિ અત્યંત ધીમી હતી. એથી અસંતોષ ફાટી નીકળ્યો. કોંગ્રેસમાં એ અસંતોષની જ્વાળાઓ જણાવા લાગી હતી. બહુ આગળ ધપી રહેલાં તત્ત્વો શાંત પડી ગયાં હતા. જે સંસ્થાએ ભૂતકાળમાં અનેક લડતો લડી હતી એ આળસુની જેમ મૂંગી પડી હતી. પ્રધાનમંડળોને પ્રાંતોમાં સંપૂર્ણ સત્તા અને સ્વાતંત્ર્ય મળવું જોઈએ, એમ કોંગ્રેસ મંત્રીમંડળના સભ્યો માનવા લાગ્યા. ખુદ પં. જવાહરલાલ પણ ત્યારે મિજાજ ખોઈ બેઠા. એમણે ગાંધીજીને લખ્યું ' આપણા પ્રધાનમંડળો જૂની સરકારના કારોબારને અપનાવવા કોશીશ કરી રહ્યા છે. એ કારોબાર જ સાચો હોય એમ માનવાની નિર્બળતા તેઓ સેવી રહ્યાં છે. પરિણામે જનતામાં કોંગ્રેસે જમાવેલી પ્રતિષ્ઠા દિવસે દિવસે નીચી પંક્તિએ ઊતરતી જાય છે આપણે સામાન્ય શ્રેણીના રાજદ્વારીઓની હરોળમા આવતા હોઇએ એવું મને લાગે છે. ”

એનું આણું કારણ હવે સમજાવા લાગ્યું હતું જે સંજોગો અને પરિસ્થિતિમાં પ્રધાનમંડળો તેમનો કારોબાર ચલાવી રહ્યાં

હતા એ પરિસ્થિતિ જ એમને માથુ ઉંચુ કરવા દેતી નહોતી. શ્રીમતી વિજયાલક્ષ્મીએ જે ધગશપૂર્વક જનસેવાની પ્રવૃત્તિઓ હાથ ધરી હતી એ જોતા પ્રધાનમંડળોને જરાય તકસીરવાર ઠરાવી શકાય એમ નથી તેઓને નિર્ણિત મર્યાદાઓમાં જ કામ કરવનું હતુ કેટલાક રાષ્ટ્રીય પ્રશ્નો એવા હતા કે જેનો ઉકેલ લાવતા જૂની પ્રણાલિકાઓમા ઘણી જાતની ભાગતોડ કરવી પડે તેમ હતી અને છતા એ પ્રધાનમંડળોએ ઘણા ઘણાં જનહિતના કાર્યો કર્યા હતા. તેઓએ ખેતીવાડીને અમુક જાતની છૂટછાટ આપી, જેથી ખેડૂતોને સારી જેવી રાહત મળી તેઓએ પ્રજા માટે પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીઆત બનાવ્યુ. જાહેર તંદુરસ્તી પ્રત્યે કાળજી રાખવામા આવી, અને ખ મ કરીને યુક્ત પ્રાંતોમા વિજયાલક્ષ્મીને હાથે ઘણુ સારૂ કાર્ય થયું મોટી ઉમરના અશિક્ષિતોને શિક્ષણ આપવાનુ કાર્ય બહુ ઉત્સાહભેર આગળ વધી રહ્યુ, અને તેનુ પરિણામ સારુ આવ્યુ ગ્રામપુનર્રચનાએ પણ તેઓનુ સારૂ જેવુ

આવી. દુનિયા અસાધારણ બનાવોની કસોટી પર આવી પહોંચી હતી. આ બનાવોમાંથી આખા જગતને સંડોવતું બીજું વિશ્વ-યુદ્ધ ફાટી નીકળ્યું.

કોંગ્રેસને આ તબક્કે કેવું પગલું ભરવું તે એક પ્રશ્ન થઇ પડ્યો તેને કાંઇ ઉંચા અધિકારસ્થાને બેસીને આનંદ અને મિજલસો માણવી નહોતી તેનું ધ્યેય તો હિંદને આઝાદી મેળવવાનું હતું. આઝાદીના માર્ગમાં જે કાંઇ વિઘ્નો આવે તેનો તેણે હિંમતપૂર્વક સામનો કરવાનો હતો.

પંડિત નહેરૂએ તે પ્રસંગે એક નિવેદનમાં જણાવ્યું કે, "બ્રિટિશ સરકારે હિંદની જનતાને, પ્રાંતિક સરકારોને કે મધ્યસ્થ ધારાસભામાંથી કોઇને મળીને પૂછી જોયું નથી, કે યુદ્ધમાં તેઓ સહકાર આપશે કે કેમ? તેણે તો જાહેરાત કરી દીધી છે કે હિંદનો યુદ્ધમાં પૂરેપૂરો સહકાર છે સરકારના આ પગલાથી દેશને દુ:ખ થયું છે. તેને ભાન થયું છે કે તે હજુ શાહી સરકારના હાથમાં રમકડા જેવી છે, સરકારના માનસમાં

કરી હતી. પણ આપણા પર અંકુશ જમાવીને બેઠેલા શાહીવાદ સાથે આપણને જરૂર લેવું હતું.

બ્રિટનને આ પ્રશ્નથી ભારે મૂંઝવણ ઊભી થઈ. બ્રિટિશ સરકાર યુદ્ધ અંગેના પોતાના ધ્યેયોનું સ્પષ્ટીકરણ કરવા તૈયાર નહોતી. હિંદને માથેથી પોતાનો પંજો ઉઠાવી લેવાની તેની દાનત જ નહોતી. બ્રિટિશ કારોબારની જૂની ઘરેડ ચાલુ હતી અને ચાલુ રહેવાની હતી. એમાં કોઈ પણ ફેરફાર કરવા માગતી જ નહોતી. બ્રિટિશને હિંદમાં પોતાનો સ્વાર્થ હોવાથી કોઈ પણ ભોગે હિંદનું રક્ષણ થવું જોઈએ, એમ તે માનતી હતી. પણ કોંગ્રેસે આ શાહીવાદી યુદ્ધમાં પોતાનો સહકાર આપવાનો ચોખ્ખો નકાર સંભળાવ્યો તેથી કોંગ્રેસી પ્રધાન-મંડળો પાસેથી સરકારે રાજીનામાં માગ્યાં. કોંગ્રેસી સરકારોએ પોતપોતાનાં દફતરો બ્રિટિશને સ્વાધીન કરી દીધાં. એક સવારે તેઓ શૂરવીર યોદ્ધાઓની જેમ કૂચકદમ કરતા સેક્રેટરીએટની કચેરીમાંથી બહાર નીકળી પડ્યા. સરકારે હિંદને આપેલું આ નવું બંધારણ આમ એકાએક અટકી પડ્યું અને ફરી વાર બ્રિટિશ સરકારે હિંદનો રાજઅમલ પોતાના હાથમાં લીધો.

પંડિત જવાહરે ઉક્ત પ્રસંગે ટીકા કરતાં એક નિવેદનમાં કહ્યું કે, ' પશ્ચિમના દેશોમાં પણ આ પ્રમાણે જ જૂનું બંધાર-ણીય ઘર્ષણ થવા પામ્યું હતું. એ ચુંટાયલી પાર્લામેન્ટ અને રાજાની પોતાની સત્તા વચ્ચે થવા પામ્યું હતું તેથી ઈંગ્લાંડ અને ફ્રાંસના રાજવીઓનાં માથાં ઉડાડી દેવામાં આવ્યાં હતાં. આવું જ ઘર્ષણ હિંદમાં થવા પામ્યું છે. પણ આ બંધારણીય

ફાટફૂટથી કંઈક વિશેષ હિંદમાં છે. જ્વાળામુખી ફાટ્યો નથી, છતાં મોજુદ તો છે જ. એના પેટાળમાંથી ગર્જનાઓ સંભળાયા કરે છે."

આમ કોંગ્રેસ અને સરકાર સાથે રાજનૈતિક ઘર્ષણ જાગવાથી ૧૯૩૯ માં શ્રીમતી વિજયાલક્ષ્મીએ પ્રધાનમંડળમાંથી રાજીનામું આપ્યું. એ વર્ષના ઑક્ટોબર માસમાં ત્યારના વડા પ્રધાન ગોવિંદ વલ્લભ પંતે યુક્ત પ્રાંતની ધારાસભા સમક્ષ એક ઠરાવ ઘડીને રજૂ કર્યો, જેમાં તેમણે જણાવ્યું કે હિંદનો નિર્ણય જાણ્યા વગર તેને સરકારે વિશ્વયુદ્ધમાં ઘસડેલું હોવાથી તેની નીતિ સાથે કોંગ્રેસ સંમત થઈ શકે નહિ. હિંદને પોતાનું બંધારણ ઘડવા દેવાના હક્કો મળવા જોઈએ અને તેનો એક સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે સ્વીકાર થવો ઘટે.

ઉપરોક્ત ઠરાવને ટેકો આપતાં ધારાસભાગૃહમાં શ્રીમતી વિજયાલક્ષ્મીએ ઘોષણા કરી કે "અહીંથી હજારો માઈલ દૂર લડાઈ રહેલા યુદ્ધમાં આપણા દેશને પણ એક હિસ્સેદાર તરીકે સંડોવવામાં આવ્યો છે. સરકારે એ માટે આપણો નિર્ણય કે આપણી સલાહ પણ લેવાનું ઉચિત ધાર્યું નથી, કારણ કે તેને લાગ્યું હશે, કે આ ગુલામ રાષ્ટ્રને સ્વનિર્ણય જેવું શું હોઈ શકે? આપણને ખબર આપવામાં આવ્યા છે, કે આ યુદ્ધ દરેક રાષ્ટ્રને પોતપોતાની સ્વતંત્રતા જાળવવા દેવા માટે લડાઈ રહ્યું છે. તેમ જ એ એવા સિદ્ધાંતો માટે લડાઈ રહ્યું છે, કે જેમાં વ્યક્તિ અથવા રાષ્ટ્ર પોતાને મનપસંદ શૈલીનું જીવન જીવી શકશે. પણ આવા સુંદર શબ્દો આપણા માટે

નકામા છે. દરેક યુદ્ધ વખતે કરેલી જાહેરાતને મળતી જ આ જાહેરાત છે. તેથી આપણુ સ્થાન કયાં છે એ જાણવાનો આપણને હક્ક છે. બ્રિટનને પૂછવાનો આપણને અધિકાર છે કે વિશ્વને મળનારી આ નવી વ્યવસ્થા શુ ચીજ છે અને તેનો શુ અર્થ છે ? તેમ જ એ આવનારી વ્યવસ્થામા હિંદનુ સ્થાન ખરૂં કે નહિ ? તેમણે હિંદની જુદી જુદી કોમોને એક થઈ બ્રિટન પાસેથી સત્તા ખૂચવી લેવા આહ્વાન કરતા કહ્યું કે, 'ચાલો, આપણે બધા એક થઈએ અને હિંદમા પ્રજાસત્તાક અમલ સ્થાપવાની નવી રીતો અખત્યાર કરીએ. ભૂતકાળમા સરકારે આપણને ઘણા ઘણા પોકળ વચનો આપ્યા હતા, પણ હવે આપણે એની શબ્દજાળમા ફસાઇશુ નહિ બ્રિટિશ જાણે છે, કે હિંદની બે મહાન કોમો વચ્ચે જે મતભેદો છે એ કેવી રીતે વધારવા. આ જ વર્ષો થયા એ એક જ રીત અજમાવી રહી છે, ભાગલા પાડીને રાજ્ય કરવાની. પણ ઊંડે જોતા બે કોમો વચ્ચે મનભેદ જેવુ છે જ નહિ બન્નેનુ ધ્યેય એક જ છે, બન્નેનો પથ એક જ છે. એ પથ છે હિંદની આઝાદી મેળવવાનો. વિચારોનો મનભેદ ત્યા નહિ ટકી શકે. તો ચાલો, આપણે સયુક્ત બની બ્રિટનને પડકાર આપીએ, કે હિંદના લોકો અને તેના પ્રાણ એક અને અખડ છે. બ્રિટનને આપણો સહકાર જોઇતો હોય તો આપણા દેશને સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે જાહેર કરે. અને તેને બધા હિતોમા સમાન ભાગીદાર ગણે. પણ આપણી આ ન્યાયપૂર્વકની માગણી નકારવામાં આવી છે. બ્રિટનને આપણી કાઇ પડી નથી. તેણે જે યુદ્ધના મોરચા માંડ્યા છે એ યુદ્ધ શાહીવાદી સત્તાઓ વચ્ચેનુ યુદ્ધ છે. તેઓ વિશ્વને પોતાની એડી નીચે કચરવા માગે છે.

ફાટફૂટથી કંઇક વિશેષ હિંદમા છે જ્વાળામુખી ફાટ્યો નથી, છતા મોજુદ તો છે જ. એના પેટાળમાથી ગર્જનાઓ સભળાયા કરે છે '

આમ કોંગ્રેસ અને સરકાર સાથે રાજનૈતિક ઘર્ષણ જાગવાથી ૧૯૩૯ મા શ્રીમતી વિજયાલક્ષ્મીએ પ્રધાનમડળમાથી રાજી નામુ આપ્યુ એ વર્ષના ઓક્ટોબર માસમા ત્યારના વડા પ્રધાન ગોવિંદ વલ્લભ પતે યુક્ત પ્રાતની ધારાસભા સમક્ષ એક ઠરાવ ઘડીને રજૂ કર્યો, જેમા તેમણે જણાવ્યુ કે હિંદનો નિર્ણય જાણ્યા વગર તેને સરકારે વિશ્વયુદ્ધમા ઘસડેલુ હોવાથી તેની નીતિ સાથે કોંગ્રેસ સમ્મત થઇ શકે નહિ હિંદને પોતાનુ બધારણ ઘડવા દેવાના હક્કો મળવા જોઇએ અને તેનો એક સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે સ્વીકાર થવો ઘટે

નકામા છે. દરેક યુદ્ધ વખતે કરેલી જાહેરાતને મળતી જ આ જાહેરાત છે. તેથી આપણું સ્થાન ક્યાં છે એ જાણવાનો આપણને હક્ક છે. બ્રિટનને પૂછવાનો આપણને અધિકાર છે કે વિશ્વને મળનારી આ નવી વ્યવસ્થા શું ચીજ છે અને તેનો શું અર્થ છે? તેમ જ એ આવનારી વ્યવસ્થામાં હિંદનું સ્થાન ખરું કે નહિ? તેમણે હિંદની જુદી જુદી કોમોને એક થઈ બ્રિટન પાસેથી સત્તા ખૂંચવી લેવા આહ્વાન કરતા કહ્યું કે, 'ચાલો, આપણે બધા એક થઈએ અને હિંદમાં પ્રજાસત્તાક અમલ સ્થાપવાની નવી રીતનો અખત્યાર કરીએ. ભૂતકાળમાં સરકારે આપણને ઘણા ઘણા પોકળ વચનો આપ્યાં હતા, પણ હવે આપણે એની શબ્દજાળમાં ફસાઈશું નહિ. બ્રિટિશ જાણે છે, કે હિંદની બે મહાન કોમો વચ્ચે જે મતભેદો છે એ કેવી રીતે વધારવા. આજ વર્ષો થયાં એ એક જ રીત અજમાવી રહી છે, ભાગલા પાડીને રાજ્ય કરવાની. પણ ઊંડે જોતા બે કોમો વચ્ચે મનભેદ જેવું છે જ નહિ બન્નેનુ ધ્યેય એક જ છે, બન્નેનો પથ એક જ છે. એ પથ છે હિંદની આઝાદી મેળવવાનો. વિચારોનો મતભેદ ત્યા નહિં ટકી શકે. તો ચાલો, આપણે સંયુક્ત બની બ્રિટનને પડકાર આપીએ, કે હિંદના લોકો અને તેના પ્રાણ એક અને અખંડ છે. બ્રિટનને આપણો સહકાર જોઈતો હોય તો આપણા દેશને સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે જાહેર કરે. અને તેને બધા હિતોમાં સમાન ભાગીદાર ગણે. પણ આપણી આ ન્યાયપૂર્વકની માગણી નકારવામાં આવી છે. બ્રિટનને આપણી કાઈ પડી નથી. તેણે જે યુદ્ધના મોરચા માંડ્યા છે એ યુદ્ધ શાહીવાદી સત્તાઓ વચ્ચેનું યુદ્ધ છે. તેઓ વિશ્વને પોતાની એડી નીચે કચરવા માગે છે.

હિંદની બન્ને કોમો માટે યુદ્ધનો ભય એકસરખો છે. તે વધતો જાય છે. દેશની રક્ષા કાજે આપણે એક બનવું જોઇએ. આપણે પાછા પડીશું તો ક્યાયના નહિ રહીએ; યાદ રાખજો, જો હિંદ મૃત્યુ પામશે તો પછી જીવવ વાળું કોણ છે? અને હિંદ જીવી જશે તો મરવાનુ કોણ છે?"

પોતાના પ્રધાન તરીકેના કારોબાર દરમ્યાન શ્રીમતી વિજયાલક્ષ્મીએ કેટલાંક ગણનાપાત્ર બિલો ધારાસભામાં પસાર કરાવ્યાં હતાં. જેમાં યુક્ત પ્રાંતોની સુધરાઇઓના સુધારાને લગતું બિલ (૧૯૩૯) તેમ જ યુનાઇટેડ પ્રોવીન્સીઝ ડિસ્ટ્રીક્ટ બોર્ડઝ એમેન્ડમેંટ બીલ (૧૯૩૯) વગેરેનો સમાવેશ થાય છે. આ બિલ પસાર થવાથી જિલ્લા બોર્ડોના હાથમાં શિક્ષણ-નિયમનની સત્તાઓ આવી, અને પ્રાંતોની શિક્ષણવિષયક પ્રગતિ સાધવામાં ઉક્ત બિલે મહત્ત્વનો ફાળો આપ્યો. એક ત્રીજું બિલ યુનાઇટેડ પ્રોવિન્સિઝ ઇંડિયન મેડીસીન બિલ પણ ૧૯૩૯ ના વર્ષમાં જ પસાર કરવામાં આવ્યું હતું. આ બધા પરથી તારવણી નીકળે છે, કે પ્રધાનપદનું રાજીનામું આપતી વેળાયે તેઓ જાહેર પ્રવૃત્તિઓમાં કેટલો રસ લઇ રહ્યાં હતાં.

---

# ક્રાંતિનાં પગરણ

બીજુ વિશ્વયુદ્ધ સળગી ઊઠયુ હતુ. તેની જ્વાળાઓ દેશવિદેશમા ચારેકોર ફેલાતી જતી હતી હિંદની ભૂમિ પર એ જ્વાલાઓના ભય કર પડછાયાઓ ફેલાવા લાગ્યા હતા જૂના પ્રશ્નો હિંદ માટે નવા સ્વરૂપે આગળ આવવા લાગ્યા હતા. વિચારોમા પરિવર્તન આવવા માડયુ હતુ, તેમ જ જૂની પ્રણાલિકાઓ અદૃશ્ય થવા માડી હતી હિંદને એથી ખૂબ આચકા લાગ્યા, પણ કયો માર્ગ લેવો એ સમજાતું નહોતું. એવામા રૂસો–જર્મન કરારો થયા અને જગત આશ્ચર્યમા ગરકાવ થયું. વિશ્વમા માત્ર તકવાદીઓનો અમલ પ્રવર્તી રહ્યો હતો મુક્તિના પારણા જેવુ પેરિસ જર્મન દુશ્મનોના હાથે પડયુ અને તેની લોખડી એડી નીચે ચગદાયુ.

પ ડિત જવાહરલાલે ફ્રાસના પતન પર દુ ખ જાહેર કરતા લખ્યુ કે ‘ ફ્રાસના પરાજય સાથે એના પ્રાણને પણ કચરી નાખવામા આવ્યો છે, એ શરમ જેવી તેવી નથી ’

યુરોપની નાડીના ધબકારા ધીમા ચાલતા હતા ઇંગ્લાડ અને ફ્રાસમા જૂના અમલનુ પ્રતિનિધિત્વ હોવાથી એમા પરિવર્તનની ખાસ અગત્ય હતી તેઓ ખુ'લ્લેખુ'ી આઝાદીની

વાતો કરીને યુદ્ધ જીતી લે તે અશક્ય હતું, કારણ કે ખુદ તેઓ તેની સત્તા નીચેના મુલકોને આઝાદી આપવા માગતા નહોતા.

બ્રિટિશ સરકારમાં ઊંડી વિચારસરણીનો અભાવ જણાઈ આવતો હતો. તેઓ સમયની નાડ પારખી શક્યા નહિ, એથી વર્ષોજૂની બ્રિટિશ પદ્ધતિમાંથી કાંઈ સારૂં પરિણામ આવી શક્યું નહિ પંડિત જવાહરે એ પદ્ધતિ પર ટીકા કરતાં એક અખબારજોગા નિવેદનમાં જણાવ્યું કે, બ્રિટિશ સરકારની સમજ જો ઓછી હોય અને અનુભવોમાંથી પણ એ ઘડાઈ ન હોય તો પછી હિંદ સરકાર માટે કાંઈ પણ મત ઉચ્ચારવો નિરર્થક છે આ સરકાર કાંઈક કહુણ અને કાંઈક રમુજ ઉત્પન્ન કરે એવા તત્ત્વોવાળી છે કારણ કે વર્ષોજૂની ઘરેડમાંથી એનામાં જાગૃતિ આવતી જ નથી કોઈ પણ વસ્તુ એને ફેરવી શકે એમ લાગતું જ નથી

આ તબક્કે મહાત્મા ગાંધીજીએ અમુક ચૂટેલા સત્યાગ્રહીઓ સાથે વ્યક્તિગત સત્યાગ્રહની લડતના મંડાણ માંડ્યા. તેને સવિનય ભંગની ચળવળ જ કહી શકાય, કારણ કે ગાંધીજી તેથી સરકારને હેરાન કરવા માગતા નહોતા આ ચળવળમાં શ્રીમતી વિજયાલક્ષ્મીએ પણ ઝુકાવ્યું ૯ મી ડિસેમ્બર ૧૯૪૦ ના દિવસે તેઓ અહિંસક રીતે સવિનય ભંગ કરતા પકડાયા અને તેમને ચાર માસની સાદી કેદ મળી. આ વખતે તેઓ ફરીવાર લખનૌની નૈની જેલમાં પુરાયા મહાત્મા ગાંધીના અનુયાયીઓમાંથી બહુ ઓછી વ્યક્તિઓએ સત્યાગ્રહમાં ઝુકાવવા ગાંધીજી સમક્ષ પોતાના નામો રજૂ કર્યાં હતા.

પણ બહુ ઓછા માણસોને એ સદ્ભાગ્ય સાંપડયું. શ્રીમતી વિજયાલક્ષ્મીને સત્યાગ્રહ કરવાની રજા આપવામાં આવી; કારણ કે ગાંધીજીનો જે ખાસ ચૂંટાયેલા શિષ્યોનો સમુદાય હતો તેમાં એમનું નામ મોખરે હતું.

પણ આ જાતના વ્યક્તિગત સત્યાગ્રહથી દેશમાં જોઇએ તેવી જાગૃતિ આવી નહિ, અને એથી નોકરશાહીને પણ ખાસ નુકસાન થયું નહિ. એને તો એ મામલો બહુ સાધારણ લાગ્યો. બ્રિટિશ સિંહની જાડી ચામડીને એનો ડંખ જરાય ન લાગ્યો. આખરે ગાંધીજીએ સત્યાગ્રહ સંકેલી લીધો. આમ તેમનો એક અતિ મહત્ત્વનો પ્રયોગ અટકી પડ્યો. ગાંધીજીની ઇચ્છા હતી, કે કોંગ્રેસ અહિંસાનો સિધ્ધાંત અપનાવે તો ધીમે ધીમે દેશમાં રામરાજ્યની સ્થાપના થાય. અને એમાં કાંઇ નવું પણ નહોતું. ભૂતકાળમાં રાજા અશોકે પણ અહિંસા દ્વારા એવા રાજ્યની સ્થાપના કરી હતી અને તેમાં સફળતા પણ મેળવી હતી. ગાંધીજીએ કોંગ્રેસને આ સિદ્ધાંતને જ વળગી રહેવા કહ્યું અને અહિંસાના શસ્ત્ર મારફત પરદેશી હુમલાખોરોનો સામનો કરવા જણાવ્યું એ આખો પ્રશ્ન તેમના મગજમાં ઘોળાઇ રહ્યો હતો. તેમને લાગતું હતું, કે એ સમય હવે આવી પહોંચ્યો છે જ્યારે કાંઇ સ્પષ્ટતા થઇ જવી જોઇએ.

પંડિત નહેરૂએ પણ વસ્તુસ્થિતિનો એકરાર કરતાં એક નિવેદનમાં કહ્યું કે, 'અમારામાંનો દરેક જણ ત્યારે ચોક્કસ નિર્ણય કરીને બેઠો હતો, કે અમારે અહિંસાના સિદ્ધાંતને જ વળગીને બેસી રહેવું જોઇએ. અત્યાર સુધીની બધી લડતોમાં

અમે એ જ શસ્ત્રનો ઉપયોગ કર્યો હતો, અને વધુમાં યુરોપના રક્ત સંહારે અમને અમારી માન્યતામા દૃઢ બનાવ્યા હતા. પણ અહિંસા દ્વારા રામરાજ્ય સ્થાપવનું કાર્ય મુશ્કેલ હતું રાજ કારણ એ કાંઈ કલ્પનાનો વહેવાર ન હતો કે કોઈપણ વ્યક્તિ એ કાર્ય પાર પાડી શકે. બીજી બાજુ ગાંધીજીને અંતરના ઊંડાણમાં લાગતું હતું, કે અહિંસાનો જે અણમોલ સંદેશો તેઓ વિશ્વને આપવાની તૈયારી કરી રહ્યા હતા, એ તૈયારીઓને પડતી મૂકવી એમાં પણ ડહાપણ તો નહોતું જ, એમાં દેખીતી નાનમ હતી. અંદરનો અવાજ અહિંસાને વળગી રહેવા કહી રહ્યો હતો. અને રાજનૈતિક દૃષ્ટિએ અહિંસાને સમર્થન ન મળે, તો અહિંસાની એ જાગૃતિને દૂર ધકેલી દેવી એ તેમને યોગ્ય લાગતું નહોતું. તેઓ પોતાના વિચારમાં મક્કમ હતા, અને પોતાના સ્વીકૃત માર્ગે જ જવા માગતા હતા, પણ કોંગ્રેસ કારોબારી બીજે જ માર્ગે જઈ રહી હતી." એ સમયે વિજયાલક્ષ્મી જ્યારે જેલના સળિયા પાછળ પુરાયાં હતાં ત્યારે વિશ્વયુદ્ધની અચોક્કસ અને ગૂંચવણભરી ચાલતી કોંગ્રેસની આઝાદી માટેની લડત ધીમે ધીમે પાછી પડી રહી હતી. નવાં નવા બળો નવો આકાર પકડતાં જતાં હતાં; છતાં ગાંધીજીની પ્રતિભા બધાને આંજી નાખતી હતી. છેલ્લાં વીસ વર્ષ થયાં તેઓ આધુનિક હિંદના ઘડવૈયા તરીકે પૂરવાર થઇ ચૂક્યા છે. સમયની દિવાલો પાછળ બેસીને તેઓ અવિરત શ્રમપૂર્વક તેમનું કાર્ય કર્યે જતા હતા.

એવામાં શ્રી. રાજગોપાલાચારીએ કોંગ્રેસ વતી બ્રિટિશ

સરકાર સમક્ષ સમાધાનીની શરતો રજૂ કરી. બ્રિટન યુદ્ધમાં સંડોવાયું હોય ત્યારે તેની અને હિંદની વચ્ચે ઘર્ષણ થાય એવી તેમની ઇચ્છા ન હતી. એમણે જે દરખાસ્તો રજૂ કરી હતી એ કોંગ્રેસ કારોબારીને માન્ય હતી. વચગાળામાં કામચલાઉ રાષ્ટ્રીય સરકારની સ્થાપના કરવામાં આવે જે વડી ધારાસભાને જવાબદાર રહે. આમ થાય તો કોંગ્રેસ ગાંધીજીની મરજીથી વિરુદ્ધ જઇને પણ સરકારને યુદ્ધ પ્રયાસોમાં મદદ કરવા તૈયાર હતી.

કોંગ્રેસે સરકાર સાથે સહકારમાં રહી તેને મદદ કરવા માટે એક યોજના પણ ઘડી કાઢી હતી, અને કોંગ્રેસના વિધમાન બંધારણને જરાય આચ આવવા દીધા વગર તે આ યોજના અમલમા મૂકી શકે એમ હતી. પણ શાહીવાદના મગજમાં રાઇ હતી. પ્રજાને એ પોતાની મરજી મુજબના અંકુશમાં રાખવા માગતી હતી. તેના સહકારની એને પડી નહોતી. જગતની દૃષ્ટિ સમક્ષ એ કેવી હીણી લાગશે એ જોવાની એને પડી નહોતી.

પણ કોંગ્રેસની જ્વાલા અબૂઝ રહી. તેની લડત માનસિક તેમ જ ઓપચારિક બન્ને રીતે ચાલુ રહી. લોકોમા ક્રાતિકારી વિચારસરણીએ સ્થાન લેવા માંડયું હતું. વિજયાલક્ષ્મી જે ચાર માસની ટૂંકી મુદત દરમિયાન જેલમાં ગોધાયા હતાં એ અરસામાં તો યુદ્ધનો દૈત્ય માઇલોની લાંબી કૂચ કરી ગયો હતો. આંતરરાષ્ટ્રીય ક્ષિતિજના રંગો પલટાઇ ગયા હતા. હિંદ પણ દુનિયાની સાથોસાથ પગલાં માડી રહ્યું હતું. તેને પણ

પોતાની આઝાદી ઝંખતી હતી. પ્રજા સરકારી શાસનની ધૂંસરી ફગાવી દેવા તૈયારીઓ કરી રહી હતી દેશના નેતાઓ ત્યારે મૂંઝવણમાં પડી ગયા હતા તેમના નિર્ણયો ઠેકાણા વગરના હતા એથી પ્રજાએ પોતાની લડતનો માર્ગ પકડી લીધો અને કોંગ્રેસ જનતાની પાછળ ચાલી નીકળી નેતાઓ અને લોક સમુદાય સંપૂર્ણ આઝાદીના માર્ગે જઇ રહ્યો હતો એ માર્ગનું દર્શન થતું હતું, પણ એ ક્યાં છે તેની કોઇને ખબર નહોતી. કિસ્મતનો હાથ પકડીને તેઓ આગેકૂચ કરી રહ્યા હતા

હવે દુનિયામાં ઠેકઠેકાણે બ્રિટિશ રાજપુરુષોને મૂંઝવણ ભરેલા પ્રશ્નોનો સામનો કરવો પડતો હતો બ્રિટન ઉન્નતમસ્તકે આઝાદીની અને લોકશાહીની વાત કયાંય કરી શકતું નહોતું. ઇંગ્લાંડની આમજનતાને હિંદના વાસ્તવિક દાવાઓ માટે સહાનુભૂતિ જરૂર હતી, પણ બ્રિટિશ સામ્રાજ્યવાદીઓ તેમને કોઠું આપતા નહોતા હિંદની લોકશાહી માટેની પ્રતીતિ આડે તેઓ જાળ બિછાવી રહ્યા હતા પંડિત જવાહરના પુત્રી ઇંદિરા નહેરૂ જેઓ તે વખતે ૨૪ મી એપ્રિલ ૧૯૪૧ માં ઇંગ્લાંડમાં હતા તેમણે અખબારજોગ કરેલા એક નિવેદનમાં એ બ્રિટિશ વલણ સ્પષ્ટ થાય છે તેઓ કહે છે કે, 'વેલ્સ પરગણામાં ભરાયેલી ખાણિયાઓની એક સભામાં મજૂરપક્ષના મોવડી મિ એટલી બોલવા ઊભા થતાં એમનો હુરિયો કરીને લોકોએ હાંકી કાઢ્યા હતા મંચ પર આવીને તેમણે લોકશાહી અને આઝાદીની લાંબીચૌડી વાતો કહેવા માંડી હતી, ત્યારે વચમાં કોઇ શ્રોતાજને પૂછયું કે "હિંદને શા માટે લોકશાહી અને

આઝાદી આપતા નથી ? ' તેઓ થથી ગયા અને શબ્દ પણ બોલી શક્યા નહિ; લોકોએ હુરરે કરી તેમને હાંકી કઢ્યા

એ સમયે ઇંગ્લાંડમાં ઠેરઠેર ભરાતી કામદારોની સભાઓમાં આવા અસંખ્ય બનાવો બન્યા હતા એક એવા બીજા બનાવનો ઉલ્લેખ ઇંદિરા નહેરૂ એક ઠેકાણે કરે છેઃ " શ્રી ક્રિષ્ણા મેનન પાર્લામેન્ટમાં બેઠક મેળવવા મજુર ટિકિટ પર ઊભા રહ્યાં હતાં. પણ મજૂરપક્ષ તેમને હલકાં પાડવા માગતો હતો. તેઓ વખતસર ચેતી ગયા અને ઉમેદવારી પાછી ખેંચી લીધી. ' તેઓ જણાવે છે, કે ઇંગ્લાંડની આમજનતાને હિંદ માટે માન અને સહાનુભૂતિ બન્ને હતાં. તેમા વિશેષે કરીને વિદ્યાર્થીઓ અને મિલમજૂરોની લાગણી દેખાઇ આવતી આમ છતાં રૂઢિવાદી, સમાજવાદી અને સામ્યવાદી પક્ષના રાજપુરુષો હિંદના દાવાઓને નકારી કાઢતા હતા. એક વાર એક સભામા તેમને કોઇએ પૂછયુ· " તમને નથી લાગતુ` કે બ્રિટનના નેતાઓ હિંદ પ્રત્યે કાઇ સહાનુભૂતિ ધરાવતા થયા હોય ? ' ઉત્તરમા ઇંદિરાએ કહ્યુ, ' નેતાઓ વાતો કરે છે, તેઓ સાસ્થાનિક દરજ્જો આપવા માગે છે, પણ દરજ્જો કોને આપશે ? હિંદના વાઇસરોયને કે તેની પ્રજાને ? '

ઇંદિરા નહેરૂ યુરોપમા લગભગ બે વર્ષ રોકાયાં હતા. યુદ્ધ સળગી ઉઠયુ ત્યારે તેઓ સ્વીટ્ઝરલાંડમા હતા, અને નાદુરસ્ત તબિયત હોવાને કારણે ત્યા આરામ લઇ રહ્યાં હતાં. એ પછી થોડા વખત સુધી તેમના કાઇ સમાચાર નહોતા. એથી એમના પિતા જવાહરને અને અન્ય સગા સબંધીઓને

ખૂબ ચિંતા થયેલી ફ્રાંસના પતન પછી તેઓ પોર્ટુગલ પહોચ્યા હતા અને ત્યાથી વાયુમાર્ગે ઇગ્લાડ ગયા હતા થોડા મહિના ત્યા રોકાઇ તેઓ હિંદ આવ્યા

પણ હિંદમા તેઓ શરીર સુધારીને આવ્યા નહોતા લાબા કંટાળાભરેલા પ્રવાસે તેમના આરોગ્યને અસર પહોચાડી હતી તેમના પિતા જવાહર જેમ કટાક્ષભરી ટીકા કરવામા બહુ કાબેલ છે, તેમ એ વારસો વિજયાલક્ષ્મીને પણ મળ્યો છે એ જોતા નહેરૂ કુટુંબના મૂળમા જ આ પ્રકારના બીજ દેખાય છે ઇગ્લાડના અખબારો વિષે બોલતા તેઓ જણાવે છે કે, "હિંદના સઘળા સમાચારો અહીં બરાબર સેન્સર થયા પછીજ છાપાઓમા પ્રગટ કરવા દેવામા આવે છે. સમાચારમા ખાસ કરીને એક જ વાતનો ઉલ્લેખ તેઓ કરે છે હિંદ બ્રિટનને તેના યુદ્ધપ્રય સોમા કેવી જાતની મદદ આપી રહ્યુ છે વગેરે ગાધીજી કે એવા કોઇ મોટા નેતાની ધરપકડના સમાચાર તેઓ પેપરના એક ખણામા બે ત્રણ લીંટીઓમા આપી દે છે"

બ્રિટિશ રાજપુરુષો વિષે મત ઉચ્ચારતા તેમણે કહ્યુ કે, 'તેઓ તો મનને એમ જ મનાવી રહ્યા હોય છે, કે હિંદમા બધુ સલામત છે પણ અમેરિકન પ્રજામત હિંદની તરફેણમા એટલો બધો ઝોક લઇ રહ્યો છે કે, બ્રિટિશ સરકારને એની અસર ભૂસી નાખવાના પ્રચાર પાછળ લાખ્ખો બ કે કરોડો રુપિયાનો ધુમાડો કરવો પડે છે ' આ વસ્તુ પર વધુ પ્રકાશ શ્રીમતી વિજયાલક્ષ્મીએ પોતાના અમેરિકાના પ્રવાસ દરમ્યાન આપેલા ભાષણોમાથી મળે છે

યુદ્ધ સળગી ઊઠતાં કોંગ્રેસી પ્રધાનમંડળોએ રાજીનામાં આપી દીધાં અને વિજયાલક્ષ્મીએ કોંગ્રેસની મહાસમિતિની સૂચના મુજબ માર્ગ પકડ્યો. દેશનું રાજદ્વારી વાતાવરણ ઉગ્ર બની ગયું હતું. ગાંધીજીએ વ્યક્તિગત સત્યાગ્રહનું એલાન કર્યું, પણ આ સત્યાગ્રહનું ઊંડું રહસ્ય હિંદનો યુવાનવર્ગ પામી શક્યો નહિ. તેવામાં પંડિત જવાહરલાલ નહેરૂએ બ્રિટિશ સરકારને ઐતિહાસિક પડકાર કર્યો. તેમણે સરકારને પૂછી જોયું, કે તે કયા સિદ્ધાંતો અને ધ્યેય ખાતર યુદ્ધ લડી રહી હતી? એ સ્પષ્ટ થયા વગર કોંગ્રેસ સાથી રાજ્યોને યુદ્ધ-પ્રયાસોમાં મદદ કરી શકે નહિ. ક્રીપ્સ મિશન આવ્યું અને ધુમાડાના બાચકા જેવું નીકળ્યું હિંદના રાજકારણમાં એ સમયમાં બહુ મહત્ત્વના બનાવો બની ગયા. દેશનું વાતાવરણ ભડકે બળતું હતું. સરકાર અને કોંગ્રેસ વચ્ચે ભયંકર ઘર્ષણ ઉભુ થવાની ઘડીઓ ગણાતી હતી. આખરે એ સમય આવી પહોંચ્યો, અને હિંદમાં લોકક્રાંતિ સળગી ઊઠી.

હિંદના ઇતિહાસમાં ખાસ મહત્ત્વના બનાવો આ વર્ષમાં બની ગયા. ચીનના સરમુખત્યાર ચાંગ કાઈ શેક અને તેમનાં પત્ની મેડમ ચાંગનું હિંદમાં આગમન થયું. ક્રીપ્સ દરખાસ્તોને નકારી કાઢવામાં આવી, તેમ જ કોંગ્રેસે સરકાર સામે 'હિંદ છોડો'ની દેશવ્યાપી લડત ઉપાડી; એ મુખ્યત્વે ગણાવી શકાય. આ જ વર્ષમાં શ્રીમતી વિજયાલક્ષ્મીના કૌટુમ્બિક જીવનમાં મુખ્ય નોંધી શકાય એવા બનાવમાં પંડિત જવાહરની એકની એક પુત્રી ઇંદિરા નહેરૂનો લગ્નપ્રસંગ ચિરસ્મરણીય બની રહે છે.

નહેરૂઓને ચીનના ચાંગ કાઇ શેક સાથે ખાસ વ્યક્તિગત સંબંધો હોય એવું જણાય છે. અને એથી જ જનરાલીઝમો અને મેડમ ચાંગનું હિંદમાં આગમન થયું ત્યારે વિજયાલક્ષ્મીએ તેઓને આવકારવામાં અગ્રભાગ ભજવ્યો હતો. અખિલ હિંદ મહિલા પરિષદના આશ્રયે તેમણે ૧૨ મી ફેબ્રુઆરી ૧૯૪૨ના દિવસે મેડમ ચાંગને જાહેર માનપત્ર આપ્યું. માનપત્રના ઉત્તરમાં મેડમ ચાંગે જણાવ્યું કે, "શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે મને હિંદમાં ઘણો સમય થયાં આમંત્રણ આપ્યું હતું, પણ ચીનમાં ત્યારે જે સ્થિતિ પ્રવર્તી રહી હતી એ જોતાં ચીન છોડીને હિંદમાં આવવું મને ઠીક લાગતું નહોતું. પણ અંતરમાં હિંદની મુલાકાત લેવા લગની લાગી હતી. જ્યારે જનરાલીઝમોએ આ પ્રવાસક્રમ નક્કી કર્યો ત્યારે મેં પણ મારી ઇંતેજારી દેખાડી અને અહીં આવવા નક્કી કરી નાખ્યું.

ત્યારે તમારી આ નવસુંદર, ફળ-ફૂલ-ધાન્યે લચી પડેલી ભૂમિ જોઈને મેં ઈશ્વરને પ્રાર્થના કરી, કે આ દેશમાં દુઃખ અને યાતના ન વરસાવજો, જે યાતના ચીનમાં વરસી રહી છે. છતાં જો એ દુર્ભાગ્ય આવે તો તમે એને અટકાવજો, તમે દેશનું રક્ષણ કરજો. તમારે એ માટે તૈયારીઓ કરવી જોઈશે. તૈયારીઓ વગર તમે દેશને બચાવી શકશો નહિ."

"પહેલાં તો મારે તમને જણાવવું જોઈએ, કે આપણે કયા સામાન્ય શત્રુનો સામનો કરવાનો છે. હું માનું છું, કે તમે બધા વાસ્તવવાદી છો. હજારો વર્ષથી આપણને જે સંસ્કારવારસો મળતો આવ્યો છે તેમાં તત્ત્વજ્ઞાનનાં અણમોલ તત્ત્વો સમાયેલાં છે. ધર્મ અને સંસ્કારે આપણાં માનસ ઉપર પ્રચંડ અસર કરી છે; છતાંય ચીન અને હિંદના લોકો વાસ્તવવાદી રહેવા પામ્યા છે તે આપણું બન્નેનુ સદ્‌ભાગ્ય છે. આપણી સામે જે દુશ્મન ઊભો છે તે સાધારણ નથી. તે લુચ્ચો અને મેલા મનનો છે. છેલ્લાં પાંચ વર્ષથી હું તો દુનિયાને કહેતી આવી છું, કે આ જાપાની કઈ જાતના લોકો છે, અને તેઓએ ચીનમાં કેવા કેવા

થઇ છે, કે હું જે કાંઇ કહી રહી હતી એ ક્ષુલ્લક પ્રચારવેડા નહોતા, પણ નક્કર હકીકતો હતી તમને જાપાનની હરામખોરીનો એક દાખલો આપુ ૧૯૩૨ મા શાઘાઇમા ચીન અને જાપાન વચ્ચે સમજૂતીના કોલકરાર થવાના હતા બન્ને પક્ષો કરાર માટે ઇતેજાર અને આતુર હતા પણ જે રાત્રે સવિના કોલકરાર પર સહીઓ થવાની હતી, એ રાતે જ અચાનક જાપાને કાંઇ ચેતવણી આપ્યા વગર ચેપાઇ શહેર ઉપર ભીષણ બોમ્બવર્ષા કરી અને ઊંઘમા સૂતેલા હજારો નિરપરાધી માનવીઓને મારી નાખ્યા આ છે જાપાનની રાજનીતિ. બસ, હવે હુ તમારી રજા લઇશ ”

માર્શલ ચાગ કાઇ શેક અને તેમના પત્ની વાઇસરૉયના આમન્ત્રિત મહેમાનો હોવાથી તેમનો ઉતારો વાઇસરૉયના નિવાસસ્થાનમા જ રાખવામા આવ્યો હતો ત્યા તેઓએ કેટલાક અખબારના પ્રતિનિધિઓને પણ મુલાકાત આપી હતી અખબારનવેશો સમક્ષ એ પ્રસગે જનરાલીસ્સીમોએ કહ્યુ કે, “હુ અને મારી પત્ની તમને બધાને મળીને આજે ખૂબ ખુશ થયા છીએ અમે એક અઠવાડીઆથી હિંદની ભૂમિ પર પગ મૂક્યો છે, પણ અમે અહીં જે કાંઇ જોયુ એણે અમારા પર સરસ છાપ પાડી છે અમે અહીંથી ચીન ગયા પછી તમને કંઇક સદેશો પાઠવીશુ, અત્યારે અમારે કાંઇ કહેવા જેવું નથી છતા તમારી ઇચ્છા હોય તો તમે મારી પત્નીને થોડાક પ્રશ્નો પૂછી શકો છો, હુ તો તમારી રજા લઇશ ”

પ્રેસ પ્રતિનિધિઓ તરફથી મેડમ ચાગને અમુક પ્રશ્નો

પૂછવામાં આવતાં તેમણે ઉત્તરમાં જણાવ્યું કે, "હિંદમાં હું અલ્પ સમયથી આવી છું. આ મહાન અને વિશાળ દેશને હું પૂરેપુરો જોઇ શકી નથી, છતાં મેં અહીં જે દૃશ્યો જોયાં છે તેની છાપ મારા માનસપટ પર ચિરંજીવ રહેશે. મારે કહેવાનું તો ઘણું ઘણું છે, પણ એક મહત્ત્વની વાત કહી દઉં. હિંદની નારીજાગૃતિને જોતાં હું અવશ્ય કહું છું, કે ચીનની મહિલાઓની જેમ હિંદની મહિલાઓએ પોતાના દેશની પુનર્રચનામાં મહત્ત્વનો ફાળો આપવો પડશે. હિંદની કેટલીક આગેવાન મહિલાઓના સંપર્કમાં આવ્યા પછી મને આશા બંધાઇ છે, કે હિંદનું ભાગ્યવિધાન મહિલાઓના હાથે જ થશે. મેં તેમનામાં જે નિઃસ્વાર્થવૃત્તિ જોઇ છે તેણે મારા સંસ્કાર પર સુંદર અસર કરી છે. હિંદની આ પ્રતિનિધિ મહિલાઓને મળ્યા પછી મને જરૂર લાગ્યું છે, કે ભૂતકાળ કરતાં હિંદનું ભાવિ યશસ્વી હશે."

હિંદી છાપાંઓ જોગ સંદેશો આપતાં જણાવ્યું કે "ગોળીઓ, તોપખાનાઓ. અને વિમાનોથી એ યુદ્ધ જીતી શકાશે નહિ.

" મને આશા છે, કે તમે માત્ર લોકોનાં મન સનસનાટી-ભરેલા ખબરો છાપીને જીતવા પ્રયત્ન નહિ કરો. પણ લોકમતની જાગૃતિ અર્થે તમે સૈદ્ધાંતિક અને પ્રમાણિક લખાણ લખજો, કે જેથી આમજનતા તેનો ભાવાર્થ સમજી શકે.

" અંતમાં મારે જણાવવું જોઈએ, કે જો અમે તમને ન મળી શકયાં હોત તો અમારા મનમાં વસવસો રહી જાત. વર્તમાન તેમ જ ભાવિ હિંદના જીવનઘડતરમાં તમારે અગત્યનો હિસ્સો આપવાનો છે, એ ન ભૂલશો. "

મેડમ ચાંગને જ્યારે એક પ્રતિનિધિ તરફથી પૂછવામાં આવ્યું કે, ચીનમાં ધાર્મિક મતભેદો હસ્તી ધરાવે છે કે નહિ ? તેના જવાબમાં તેમણે કહ્યું કે, હિંદની જેમ ચીનમાં જુદા જુદા ધર્મના પંથો નથી. ત્યાં ધર્મનો સ્વીકાર જીવનના એક ભાગ તરીકે કરવામાં આવે છે, પણ ત્યાંનું રાજકારણ ધર્મના રંગોએ રંગાયેલું નથી. અમે બધાં ચીનાઓ ચીનની એક પ્રજા તરીકે રહીએ છીએ. ' તેમને પુછાયેલા બીજા એક પ્રશ્નના જવાબમાં તેમણે જણાવ્યું કે, 'ચીન તેની લડત બંધ કરી શકે તેમ નથી. અમે તેમ જ અમારા વંશની પરંપરાએ ગુલામ તરીકે જીવે એ કરતાં મૃત્યુને ભેટવું અમે વધુ પસંદ કરીએ છીએ. અમે જાપાનના જુલ્મ નીચેથી હંમેશને માટે ચીનને મુક્ત કરવાનો મક્કમ નિર્ણય કર્યો છે. અમે તમારા પર અહેસાન કરવા અહીં આવ્યા નથી, પણ અમે માનીએ છીએ કે હિંદ અને ચીનની પ્રજાઓ વચ્ચે સ્નેહ અને સહાનુભૂતિની જે સુંદર ગાંઠ બંધાયેલી છે તે અમારા આગમનથી વધુ સુદૃઢ થશે. '

બીજા એક પ્રતિનિધિએ તેમને તાજમહાલ અંગે અભિપ્રાય પૂછતાં તેઓ બોલ્યાં કે, "કલા અને કારીગરીનું એક અપ્રતિમ સ્મારક છે. એ શિલ્પની ઇમારત કરતાં ય વધુ સુંદર એ કલામાં વસેલો આત્મા છે. તે સ્મારક પ્રતીતિ કરાવે છે, કે આપણો ક્ષણભંગુર દેહ વિલીન થવા છતાં આપણું મૃત્યુ ખરેખર થતું નથી. આત્મા અજર અમર છે. સૈકાઓ પહેલાં એક શહેનશાહે તેની પ્રિયતમાને આપેલો આ સ્નેહનો અર્ઘ્ય જોઇને આપણને થાય છે, કે માનવહૈયાનું આથી વધુ સુંદર પ્રતિબિંબ ક્યાં જોવા મળશે ?"

મેડમ ચાંગ અને જર્નાલીઝમોના હિંદમાંથી વિદાય થવા પછી ૧૯૪૨ ની શિશિર ઋતુ બેસી ગઈ હતી. આનંદ ભવનના નહેરૂઓના જીવનમાં આનંદનો એક પોરો આવ્યો. શ્રીમતી વિજયાલક્ષ્મીની ભત્રીજી અને પંડિત જવાહરની સુલક્ષણી પુત્રી ઇંદિરા નહેરૂનો એ લગ્નપ્રસંગ હતો.

નહેરૂઓની નવી પેઢીની ઈંદિરા અગ્રણી હોવા છતાં નહેરૂ કુટુંબના વડેરાઓની છત્રછાયા નીચે ઉછરીને મોટી થવાનુ સદ્ભાગ્ય તેને સાંપડયું હતું. વિજયાલક્ષ્મી પછી કુટુંબમાં નાનાં હોવાનું સ્થાન જો કૃષ્ણાએ લીધું હતું. તો કૃષ્ણા પછીનું એ સ્થાન ઇંદિરાએ લીધું હતું. તેના લગ્નથી જાહેજલાલીભરી પેઢીનાં બારણાં બંધ થયાં. આ નવી પેઢી રાષ્ટ્રવાદના પારણામાં ઝૂલીને ઉછરી છે. નહેરૂકુટુંબની અમીરાઈનું અવસાન અને શાહીવાદનો જન્મ, તેના જીવંત પ્રતીક તરીકે ઇંદિરા હાલ મોજૂદ છે.

શ્રી. ફીરોઝ ગાંધી શ્રીમતી ટી. કે. ગાંધીના ભાઇ થાય છે, જે ભાઇ યુક્ત પ્રાંતોની મુખ્ય ઇન્સ્પેક્ટ્રેસના હોદ્દા પર બિરાજે છે. શ્રી. ગાંધી માટે કહેવાય છે, કે એમણે યુરોપમાં ખૂબ ખૂબ પરિભ્રમણ કર્યું છે; તેમ જ સ્પેનમાં જ્યારે આંતરવિગ્રહ ફાટી નીકળ્યો હતો ત્યારે તેઓ એ દેશમાં હતાં. તેઓ 'નેશનલ હેરોલ્ડ' અખબારની લંડન ખાતેની કચેરીના મુખ્ય પ્રતિનિધિ હતા અને હમણાં થોડા સમયથી જ હિંદમાં આવેલ છે. ગત યુદ્ધનો તેમને ખૂબ અનુભવ છે. નહેરૂ કુટુંબના પરિચયમાં શ્રી. ગાંધી થોડા સમયથી જ આવ્યા હતા. જ્યારે ઇંદિરાએ કેમ્બ્રીજ વિદ્યાપીઠમાં શિક્ષણ લીધું છે. ઉપરાંત તેમણે સ્વીટ્ઝરલાંડનો ખૂબ પ્રવાસ કરેલ છે. યુરોપમાં યુદ્ધ ફાટી નીકળ્યા પછી તેઓ સ્પેન થઇને હિંદમાં આવી શક્યાં હતાં. પંડિત જવાહરે એમના લગ્નની જાહેરાત કરતાં એક પ્રેસનોંધ નિવેદનમાં જણાવ્યું કે, "લગ્ન એક વ્યક્તિગત અને કૌટુમ્બિક પ્રસંગ છે, જેમાં જોડાએલા બે પક્ષોને અને તેમનાં કુટુંબોને એ સાથે લાગે-વળગે છે. છતાં જાહેર બાબતો સાથેના મારા નિકટના સંપર્કથી મને જણાય છે, કે મારે મારા મિત્રો, સ્વજનો અને સામાન્ય રીતે પ્રજાને મારા વિશ્વાસમાં લેવી જોઇએ.

"હું એવા મતનો છું, કે આવા લગ્નમાં માબાપે પોતાની સલાહ આપવી જોઇએ; છતાં પસંદગી અને અખત્યારનો નિર્ણય યુવક અને યુવતી પર છોડી દેવો જોઇએ. સંપૂર્ણ વિચારણા પછી તેમણે જાહેર કરેલો નિર્ણય તરત જ અમલમાં મૂકાવો જોઇએ અને વચ્ચે માબાપોએ અને બીજાઓએ દરમ્યાનગીરી

કરવી ન જોઇએ. અને જ્યારે ચોક્કસ જણાવવામાં આવ્યું, કે ઇંદિરા અને ફિરોઝ લગ્નગ્રંથિથી જોડાવા માગે છે, ત્યારે મેં તેમના નિર્ણયને પરમ હર્ષથી આવકાર્યો અને અંતરના આશીર્વાદ આપ્યા. ”

લગ્નનો શુભ દિવસ ઊગ્યો ત્યારે બધું સુંદર અને પ્રકાશમય લાગતું હતું. તેમના ભત્રીજા અને બીજાં સગાંવ્હાલાંઓએ આનંદભવનને ઘેરી લીધું હતું. પંડિત જવાહર ઇંદિરાનો હાથ પકડીને લગ્નમંડપમાં ગયા અને આનંદની ઊર્મિઓ વચ્ચે તેમણે કન્યાદાન દીધું.

લગ્ન પતી ગયા પછી હિંદનું વાતાવરણ બદલાયું. ઑગસ્ટ માસ અને ૧૯૪૨ નું એ વર્ષ દેશના ઇતિહાસમાં લોહીના અક્ષરોએ ચિરસ્મરણીય બન્યું છે. સરકાર સાથે સમાધાનીના સંદેશા પડી ભાંગતાં ગાંધીજીએ એકાએક 'હિંદ છોડો'ની લડત ઉપાડી. વિજયાલક્ષ્મી તરત પોતાની ફરજ પર દોડી ગયાં અને તેમણે આઝાદીના યુદ્ધમાં ઝંપલાવી દીધું. બ્રિટિશરો એ લડતને 'બળવા'નું નામ આપે છે. શ્રીમતી વિજયાલક્ષ્મી દિવસ અને રાત જાણે કોઇ વાવાઝોડાની જેમ ઘૂમતાં હતાં. આ રાજકીય આંધીમાં આખો દેશ તળેઉપર થઇ રહ્યો હતો. લોકો નોકરશાહીનાં જુઠ્ઠાં વચનો અને આઝાદીની ખોટી વાતોથી કંટાળી ગયા હતા. તેમણે બ્રિટિશરોની ધૂંસરી ફેંકી દેવાનો નિર્ણય કરી લીધો હતો, લોકક્રાંતિ પોકારી હતી અને 'હિંદ છોડો'નું સૂત્ર લડતનું મુખ્ય અંગ બની ગયું હતું 'કરો યા મરો' એ શબ્દો રાષ્ટ્રવાદીઓના હૈયામાં ત્યારે ગુંજી રહ્યા હતા.

સરકારે તેમનો સશસ્ત્ર સામનો કર્યો. એથી જોહુકમી સામે જનતાનો રોષ ભભૂકી ઉઠ્યો, તો તેઓએ ટેલિફોનના દોરડા કાપી નાખ્યા, રેલવેના પાટા ઉખેડી નાખ્યા, સરકારી કચેરીઓ અને દફતરોને આગો લગાડી દીધી.

સરકારે તેઓ સામે લાઠીઓ વીંઝી, ગોળીઓ ચલાવી, અને મશીનગનોનો મારો કર્યો. લોહીની નીકો વહેવડાવી. અનેક નવયુવાનો શહીદ બન્યા છતાં જનતા જંપી નહિ. તેનો ઉન્નત પ્રાણ સવિશેષ જાગ્રત થયો.

તે વખતે વિજયાલક્ષ્મી એક ઠેકાણેથી બીજે ઠેકાણે ઘૂમી રહ્યાં હતા. તેઓ ઝનૂની બનેલી જનતાને શાંત કરવા મથી રહ્યા હતા પણ લોકો સરકાર પર કોઈ પણ પ્રકારે વેર લેવા જુદા જુદા રસ્તાઓ શોધી રહ્યા હતા. વિજયાલક્ષ્મીની અપીલ તેમના બહેરા કાન પર અથડાઈને ચાલી જતી. તેઓ એમ શાન્ત પડે તેમ નહોતા. વિજયાલક્ષ્મી આ વખતે વિદ્યાર્થીઓના સરઘસો સાથે ઘૂમી રહ્યા હતા, અને જ્યારે નોકરશાહી એ સરઘસો પર ગોળીઓની રમઝટ બોલાવતી, ત્યારે તેઓ ઘાયલ થયેલાઓને ઉપાડીને ઇસ્પિતાલ ભેગા કરતા હતા. સારા નસીબે એમને ક્યારેય ગોળી ન વાગી

## જેલની દિવાલો વચ્ચે

**એમની નાની બહેન** શ્રીમતી કૃષ્ણા હઠીસિંગ સાથે ૧૯૩૨ માં પ્રથમવાર વિજયાલક્ષ્મી જેલમાં ગયેલાં તેનું શબ્દ-ચિત્ર આ અગાઉનાં પ્રકરણોમાં અપાઇ ગયું છે. ત્યારે તેમની પુત્રીઓ નાની હતી. એમને બીજાઓની સંભાળ નીચે મૂકીને તેમણે જેલનો રસ્તો પકડ્યો હતો. એમના પતિ રણજિત પંડિત અને મોટા ભાઈ જવાહર પણ એ વખતે જેલ બહાર રહેવા પામ્યા નહોતા. જ્યારે જ્યારે દેશની આઝાદીની લડતે હાકલ પાડી છે, ત્યારે ત્યારે તેમણે તેમ જ તેમનાં સ્વજનોએ આગળ પાછળનો કોઈ પણ વિચાર કર્યા વગર નાનાં પુત્રપુત્રીઓ બધાને ઈશ્વરને ખોળે મૂકીને લડતમાં ઝંપલાવી દીધું છે. લાંબા, કંટાળા ભરેલા કારાવાસ ભોગવી તેઓએ જીવનની બધી સુકુમારતા, માધુર્ય, લાગણીઓ, ઊર્મિઓ, સઘળાને ઠોકરે મ રી દીધાં છે. શ્રીમતી વિજયાલક્ષ્મીએ જીવનને તપ અને દુઃખથી તપાવી તપાવીને ઘડયું છે. જેલમા જેવો તેવો ખોરાક મળતો ન મળતો એ બધું નિભાવી લઇને ઉપવાસ, એકટાણું વગેરેની ફરજીઆત યાતનાઓ ભોગવીને તેમણે જીવનની સાધના કરી છે.

આપી જાણી છે. સ્વજનોના દુઃખે એમણે પરિતાપ અનુભવ્યો છે, જીવનને સંવેદનોની આંધીથી ભરી દીધું છે; પણ ક્યારેય એ માટે અશ્રુ સાર્યાં નથી. એક નારીહૃદય હોવા છતાં હસતે મોઢે એમણે કઠણ પરિસ્થિતિનો હંમેશાં સામનો કર્યો છે. એ વેળા તેમણે જીવનની શ્રદ્ધાને જરાય ડગવા દીધી નથી. આમાં જ એમને વરેલી સિદ્ધિનું દર્શન થાય છે. જનતાનો પ્રેમ ત્યારે જ તેઓ મેળવી શક્યાં છે.

જેલની અંદર કે જેલની બહાર તેમણે હમેશાં અશાંત અને આરામ વગરનું જીવન પસંદ કર્યું છે. જવાહરલાલના શબ્દોમાં કહીએ તો 'પીડિત અને અવદશા ભોગવી રહેલી જનતાનું ચેન વગરનું જીવન જ્યાં આપણી સન્મુખ પડ્યું હોય ત્યાં આરામ શબ્દનો ઉલ્લેખ ઠગારો છે. માંદગી આવે કે મૃત્યુ આવે, રાજદ્વારી ચળવળને મોખરે સદાય આપણે રહેવું જોઈએ. હૈયામાં શોકના ઘા પડ્યા હોય, પગમાં ચેતન ન રહ્યું હોય, છતાં હિંદી વીરો લડ્યે જ જાય છે; અને એકનું મૃત્યુ થતાં તરત જ એનું સ્થાન બીજો લઈ લે છે.' જીવનનાં દારૂણ દુઃખોમાં અને તેમાંય તેમના વહાલા પતિ રણજિતનું મરણ નીપજ્યું છતાં વિજયાલક્ષ્મીએ ઘરઆંગણે માથું ટેકવીને કોઈ દિવસ જરા

અનુનમ પ્રાણ તેમનામાં પણ પ્રતિબિંબિત થતો હોય એવું જણાય છે. તેમણે પોતાના વડીલ બંધુ જવાહરની સાથે ખભે-ખભો મિલાવી આઝાદીનું યુદ્ધ લડયું છે. અને એક સ્ત્રી હોવા છતાં પોતાની શક્તિને જરાય ઝાંખપ આવવા દીધી નથી. એનાં ઉદાહરણો અનેક છે. ૧૯૪૫ ના અવ્યવસ્થિત દિવસોમાં તેઓ અમેરિકા ગયાં અને સાન્ફ્રાન્સિસ્કો ખાતે ભરાયેલી વિશ્વ પરિષદમાં તેમણે હિંદનો કેસ રજૂ કરીને હિંદની અણુમોલ સેવા બજાવી હતી. એ વસ્તુની ઘણી જ અગત્ય હતી. એ કાર્ય એમના સિવાય બીજું કોણ કરી શકત? તેમણે હિંદનું બહુ ભલું કર્યું છે. સત્ય અને અહિંસાના સિદ્ધાંતોને જીવનમાં ઉતારીને તેમણે જે મક્કમ અને અડગ વ્યક્તિત્વ દ્વારા હિંદની આઝાદીની ચળવળને આગળ ધપાવી છે એ પ્રશંસા માગી લે છે.

તેમની શક્તિ અને શ્રદ્ધા આગળ ગમે તેવાને નમતું આપવું પડયું છે. જવાહર જે કરી શકે છે એ વિજયાલક્ષ્મી પણ કરી શકે છે. પંડિત મોતીલાલનું ચારિત્ર્ય અને વ્યક્તિત્વ એ બન્નેમાં સરખે હિસ્સે પ્રતિબિંબિત થયું છે. તેઓ એક સ્ત્રી હોવા છતાં એમનું જીવન મરદ જેટલી જ ખેલદિલી અને પૌરુષથી ભરપૂર છે. તેમની ચારિત્ર્યશક્તિએ તો મહાત્મા ગાંધી જેવી મહાન વિભૂતિને પણ દંગ કરી દીધી છે.

અને છતાં કૌટુમ્બિક સંબંધો, તેમ જ સ્નેહ અને લાગણીનાં ઝરણાંઓએ એમના અંતરને નથી ભીંજવ્યું એમ નથી. ૧૯૪૨ ના કારાવાસ સમયે તેમના અંતરમાં ઊઠેલાં સંવેદનોએ, ઊર્મિઓએ અને લાગણીઓએ સંસારનાં સ્નેહબંધનોનું એક

લાક્ષણિક ચિત્ર પૂરૂ પાડયુ છે. પતિ અને બાળકો, કૃષ્ણા અને જવાહરને મળવા તડપતુ એ નારીહૃદય અહીં જેલની દિવાલો વચ્ચે ધબકારા લેતુ જણાય છે પણ કુટુબ સાથે બેસીને આનદ પ્રમોદ માણવાના એમના કોડ કયારેય પરિપૂર્ણ થયા નથી. ચાળીસ કરોડ હિંદીઓને સુખ અને ચેન ન હોય ત્યાસુધી તેઓ લડત છોડીને દૂર કેમ બેસી શકે? માત્ર કૌટુમ્બિક વર્તુલોમા પૂરાઇ રહેવુ એ સ્વાર્થ છે, અને જીવનનુ ધ્યેય નથી. આધુનિક વિચારક એવા વિચારોને આવકારી ન શકે. સ્રીને પોતાની પત્ની અને માતા તરીકેની ફરજ બજાવવાની જરૂર હોય છે પણ એથીયે મોટી ફરજ જ્યા પોકારી રહી હોય, માનવતા જ્યા સાદ કરી રહી હોય, ત્યા ઘરખૂણે શીળી સ્નેહ ભરી છાયમા બેસી કેમ શકાય? વસુધૈવ કુટુમ્બકમ્‌ની મહાન ભાવના જેમની સામે પડી હોય, તેઓ નાના વર્તુલોમા બેસીને

જગત આઝાદીનું પ્રતીક બની રહેવી જોઇએ. અને જગતની તમામ પ્રજાઓને પરદેશી ઓની ધૂંસરી નીચેથી મુક્ત કરાવવી જોઇએ ”

૧૯૪૨ નો સમય હિંદ માટે અંધકાર અને અંધાધુંધી-ભરેલો હતો. કોંગ્રેસે સરકાર સામે અસહકારની નીતિ અખત્યાર કરી હતી અને તેના યુદ્ધપ્રયત્નોમા કોઈ પણ જાતનો સક્રિય સહકાર આપવાની ના પાડી દીધી હતી. પણ કોંગ્રેસ દેશની આઝાદી માટે પણ એટલી જ આતુર હતી. દરેક દેશ પોતાના સ્વાતંત્ર્ય માટે જ્યારે લડી રહ્યો હતો, ત્યારે કોંગ્રેસ શા માટે હિંદની આઝાદી માટે ન લડી લ્યે, એ એક સવાલ હતો. કોંગ્રેસે કેવું પગલું ભરવું એ નક્કી થઇ શકતું નહોતું. પંડિત જવાહરલાલ, બ્રિટિશ સરકાર સાથે મૈત્રી સાધીને અથવા તો અલગ હિંદી રાષ્ટ્રીય દળની સ્થાપના કરી, જાપાનના આક્રમણ સામે હિંદનું રક્ષણ કરવાની યોજના વિચારી રહ્યા હતા. પણ ગાંધીજી એમની નીતિ સાથે સંમત થતા નહોતા. એમનો વિચાર બ્રિટિશ સરકાર સાથે સહકારમાં રહી હિંદ પરના હુમલાખોરોનો અહિંસક સામનો કરવાનો હતો. પણ એમાં એમણે સરકાર સમક્ષ એક શરત મૂકી, કે યુદ્ધ પછી હિંદને સંપૂર્ણ આઝાદી આપવી, અને સ્વનિર્ણયના બધા હક્કો આપવા. સરકારે એવી બાહેધરી એ તકે આપવાની ના પાડવાથી. અને સર સ્ટેફર્ડ

ફરી એક વાર દેશના અગ્રગણ્ય નેતાઓ મુંબઇ ખાતે ભરાયેલી એ. આઇ સી સી ની બેઠકમાં એકઠા થયા અને સરકાર સામે મોરચા માંડવા રાષ્ટ્રને આહ્વાન કર્યું ૧૯૪૨ ની લોકક્રાંતિ પ્રગટી ઊઠી અને એમાં સમસ્ત દેશ સંડોવાયો સરકારે લોકક્રાંતિને દબી દેવા સશસ્ત્ર સામનો કર્યો જનતા પર ઠેરઠેર ગોળીબાર થયા, લાઠીચાર્જ થયો, જોહુકમી, ત્રાસ, રાત્રિફરમાન અને ઓર્ડિનન્સોનું સરકારી રાજ્ય અમલમાં આવ્યું. મોવડી દેશનેતાઓને પકડી કારાવાસમાં ધકેલી દેવામાં આવ્યા ગાંધીજી, જવાહર, સરદાર વલ્લભભાઇ, મૌલાના આઝાદ વગેરેને એકસપાટે પકડીને જેલના પિંજરામાં પૂરી દીધા. એ પછી બીજાઓનો વારો પણ આવ્યો, જેમાં શ્રીમતી વિજયાલક્ષ્મી એમના સ્વામી રણજિત પંડિત વગેરે પણ ઝડપાયાં અને એમને કારાગૃહમાં પૂરવામાં આવ્યાં શ્રીમતી વિજયાલક્ષ્મીને સંયુક્ત પ્રાંતોની નૈની જેલમાં રાખવામાં આવ્યાં હતાં, જે પ્રાંતના એક વખત તેઓ હકુમતદાર હતા જેલ વાસના એકાંત ખૂણામાં બેસીને એમણે જે યાદગાર સ્મરણો લખ્યાં છે એ અંતરની સંવેદનાઓ જગાડી જાય છે ઠેરઠેર એમાં કરુણ માનવતાનાં ચિત્રો દૃષ્ટિએ ચડે છે પ્રિયજનોના વિયોગમાંથી જન્મતી વેદના એમાં કોઇ ઝૂરતી પ્રિયા જેમ અહીંતહીં આથડે છે વિરહની વીણા જાણે કે ઝંકારી ઉઠે છે એમનાં સ્મરણોમાં ઘણું ઘણું એવું છે, જે જેલજીવનનું ભીતર કહી જાય છે એમની સાથે એ વેળાએ જેલમાં જે બીજી સ્ત્રી કેદીઓ હતી, એમના પ્રત્યેની સમવેદના જ્યાં ત્યાં ડોકિયાં કરે છે લાંબી સજા ભોગવતી, કોઇ ને કોઇ હિંસક ગુન્હા માટે

જન્મટીપ પામેલી યુવાન સ્ત્રીઓ માટેની ઊંડી સહાનુભૂતિ પણ ઝળકી જાય છે. એવું એવું ઘણું એમાં છે.

૧૯૪૨ પછીના એમના અંધારઘેરા જેલજીવનનાં આ છાયાચિત્રો જેવાં ગમે એવાં છે. એ ચિત્રોને એમણે શબ્દોના રંગે રંગી એમાં માનવતાનો આત્મા મૂક્યો છે. કદાચ ઘણા લોકોને ખબર નહિ હોય કે જેલજીવન કેવું હોય છે. શ્રીમતી વિજયાલક્ષ્મી અને એમની બીજી સહકાર્યકર બહેનો પ્રત્યે જેલના સત્તાવાળાઓએ જો કે બહુ સારૂં યે નહિ અને બહુ ખરાબ નહિ એવું વલણ દેખાડયું હતું. એનો અર્થ એવો નથી, કે બીજા કેદીઓ પ્રત્યે પણ એવું જ સમાન વલણ દેખાડવામાં આવે છે. એ સમયમાં બનેલા બનાવો વિષેનું સત્ય જ્યારે પ્રકાશના કિરણો જોઇ શકશે, ત્યારે ઘણી ઘણી રોમાંચ ખડાં કરે એવી વાતો બહાર આવવાની વકી છે.

એમની ધરપકડ કેવા સંજોગોમાં થઇ એ જાણવા જેવું છે. ૧૯૪૨ ની ૧૨ મી ઑગસ્ટની મધરાતે બે વાગ્યે અચાનક ઓરડામાં કોઇનો પગરવ થવાથી તેઓ જાગી ઊઠ્યા. બત્તી કરી જોયુ તો એમનો જૂનો વિશ્વાસુ નોકર બિંદા એમની પથારી પાસે હાથ જોડી ઊભો હતો. એના મોઢા પર ગભરાટના ચિહ્નો હતાં. એણે કહ્યું: પોલિસના માણસો બહાર ઊભા છે. તેઓ એમની ધરપકડનું વૉરંટ લાવ્યા હતા.

આગલા દિવસના ચોવીસકલાકમાં જે જે બનાવો બની ગયા હતા એ બધા એમનાં માનસચક્ષુ સમીપ આવીને તરત જ

ખડા થઇ ગયા. વિદ્યાર્થીઓના સરઘસ પર પોલિસે કરેલા ગોળીબારના અવાજ હજુસુધી એમના કાને અથડાતા હતા. આંખો સામે ગોળીથી વિંધાઇને લોહીના ખાબોચિયામા પડેલા તરુણો અને તરુણીઓની લોથો તરવરતી હતી. એ ઉશ્કેરાટ ભર્યા દૃશ્યોએ એમની દૃષ્ટિને મૂઝવી નાખી. તેઓ પથારીમાથી ઊભા થયા અને જોયુ તો એમની ત્રણે નાની દિકરીઓ અધ રાતની ઘેરી ઊંઘમા પડી હતી. લેખા અને તારાએ તો આગલે દિવસે બનેલા એ હૃદય કંપાવનારા બનાવો જોયા હતા. એમણે હિંમત ઉઠાવીને ઘાયલોને ઇસ્પિતાલ ભેગા કર્યા હતા. એથી ખૂબ થાકીને ઘસઘસાટ ઉંઘતી હતી.

વિજયાલક્ષ્મી બહારની પરશાળમા આવ્યા. અંધકારમા જોયુ તો જિલ્લા મેજિસ્ટ્રેટ, પોલિસના ડેપ્યુટી સુપ્રિન્ટેન્ડેન્ટ, તેમ જ કેટલાક પોલિસના માણસો એમની રાહ જોઇ ઊભા હતા. એમણે બત્તી કરી ત્યારે સ્પષ્ટ દેખાયુ કે બગીચાનું આખુ મેદાન સફેદ પાઘડીધારી પોલિસોથી ભરાઇ ગયુ હતુ, અને ઠેઠ વરંડા સુધી એ લોકો આવી પહોચ્યા હતા. આટલે સુધી એમને આવેલા જોઇ વિજયાલક્ષ્મીને દુ:ખ થયુ અને એમને ત્યાથી નીકળી દૂર ચાલ્યા જવા ફરમાવ્યુ. એટલે જિલ્લા મેજિસ્ટ્રેટ નજીક આવ્યા અને એમની ધરપકડ માટેનુ વૉરંટ દેખાડ્યુ. સાથોસાથ જેલયાત્રા માટેની તૈયારીઓ પણ કરી લેવા જણાવી દીધુ. એમને ઘરની તલાસી પણ લેવી હતી, એથી વિજયાલક્ષ્મી જેલ માટેની સામગ્રી એકઠી કરવામા પડ્યા.

તેઓ અચાનક આ રીતે પકડાઇ જશે એવો એમને સ્વપ્ને

પણ ખ્યાલ નહોતો, એટલે પોતાની પુત્રીઓની સમાળ રાખવા માટે એમણે અગાઉથી કોઇ ગોઠવણ કરી નાખી નહોતી. દિકરીઓ માટે એ તરતની ઘડીએ કાંઇપણ ગોઠવણ થઇ શકે એમ નહોતી. જવાહરની પુત્રી ઇંદિરા થોડા કલાક અગાઉ મુંબઇથી એમને ત્યાં આવી હતી અને થાકથી ઉપરના રૂમમાં પોઢી ગઇ હતી. એટલે એને મળી લેવા એઓ ઉપર દોડ્યા. એને જગાડી, પરિસ્થિતિથી વાકેફ કરી, અને પોતાની પુત્રીઓ માટે થોડીક ભલામણ કરી, એક ચુંબન લઇ ત્યાંથી નીચે ઉતર્યા.

એ પછી તેઓ વરંડામાં ઊંઘી રહેલી ત્રણે પુત્રીઓ પાસે ગયાં. એમને જગાડી પોતાની ધરપકડના ખબર આપ્યા આમ તો એ ત્રણે જણી હિંમતવાન હતી એટલે જરાય નિરર્થક ગરબડ કર્યા વગર કે હૈયું પોચુ કર્યા વગર એમણે પરિસ્થિતિનુ માપ કાઢી લીધુ. ઊલટી એ ત્રણે જણી એમને જેલ માટેની જોઇતી સામગ્રી બાંધવામાં મદદ કરવા લાગી લેખાએ ઉતાવળે ઉતાવળે થોડાક પુસ્તકો બાંધી લીધા. પણ રીતા ઊંઘથી ભારે બનેલી મોટી આંખો ઉઘાડીને માતા સામે જોઇ રહી હતી. માતાનુ હૃદય ભરાઇ આવ્યુ એમને થયુ, કે કેટલી નાની અને નાજુક હતી! અને સામે વિશાળ મહાકાય જગત ઊભું હતું! કોણ એની સંભાળ રાખશે? પણ રીતા જાણે માતાના વિચાર જાણી ગઇ. એ બોલી 'આવા જમાનામાં રહેવું કેટલું રોમાંચક છે, મા? મને પણ જેલમાં આવવાનું મન થાય છે" આ જાતના પ્રેરક શબ્દોથી વિજયાલક્ષ્મીએ થોડી મિનિટ પહેલા સેવેલો ભય નાબુદ થયો હળવા હૈયે એમણે રીતાને

ચુંબન કર્યું ત્યાં તારા બોલી, "ચાલો, આપણે ઘરની બહાર જઈને જ માતાજીને વિદાય આપીએ પોલિસ પણ જુએ તો ખરી કે અમે કેવા રાજીખુશીથી છુટાં પડીએ છીએ!"

તેઓ બધા ઘરની બહાર આવ્યા. લેખા માતાને પ્રેમથી ભેટીને બોલી "તમે કોઈ જાતની ચિંતા ન કરતા, હું બધા બાળકોની સભાળ લઈશ, મા" તારાએ નમસ્તે કર્યાં અને કહ્યું "માતાજી, અમે ત્રિરંગી ઝંડો નીચે નહિ નમવા દઈએ એની ખાતરી રાખજો" એ શબ્દો બોલતી વખતે એની આંખોમા કોઈ અજબ તેજ ચમકી ઊઠયુ રીતા નજીક આવીને એમને એકાદ મિનિટ વળગી રહી પણ પછી દૃઢ સ્વરે બોલી. "મ તાજી, તમે શરીરનુ ધ્યાન રાખજો તમે જેલમા હશો તેથી શું થયુ ? અમે બહાર રહીને બ્રિટિશ સામે લડશુ"

આ બધા સમય દરમ્યાન ઘરનો નોકરવર્ગ પણ ત્યા ઉપસ્થિત થયો હતો વિજયાલક્ષ્મીએ બધાની વિદાય લીધી પણ એમની પુત્રીઓની જેમ નોકરોમા વીરતાનો અભાવ હતો કેટલાકની આંખોમા આંસુ ઊભરાયા હતા. તેઓ કશું વધુ બોલ્યા નહિ તેઓ ચાલતા ચાલતા પ્રવેશદ્વાર આગળ આવીને ઊભા

મેજિસ્ટ્રેટ અને બીજાઓ પણ લૉરીના પાછળના ભાગમાં ચડી બેઠા અને બધાં જેલના માર્ગે રવાના થયાં.

છેલ્લા કેટલાક કલાક થયા આખું લખનૌ શહેર મિલિટરીના કબ્જા હેઠળ હતું. લશ્કરી કાયદો તો નામનો જ લાગુ કરવામાં આવ્યો હતો, પણ રાત્રિફરમાન ચાલુ હતું. માણસોની હિલચાલ પર પ્રતિબંધ હતો. લૉરી માર્ગ કાપતી હતી ત્યારે વાતાવરણ ગંભીર લાગતું હતું. નૈની જેલ તરફના અતિપરિચિત માર્ગે મોટર જઇ રહી હતી. શ્રીમતી વિજયાલક્ષ્મીના મગજમાં ત્યારે અનેક વિચારો ઘોળાતા હતા. ઠેઠ ૧૯૨૧ થી આ જેલરસ્તાની એમણે ડઝનેક વાર પરિક્રમા કરી હતી. એ બધાં સ્મરણો છાયાપટ પર ચાલતી કોઈ ફિલ્મનાં દૃશ્યોની જેમ એક પછી એક પસાર થતાં હતાં. તેઓ જમનાપૂલ પર આવી પહોચ્યાં, જ્યાં સંત્રીનો કડક ચોકી–પહેરો મૂકવામાં આવ્યો હતો. મોટરમાંથી કોઇએ ' મિત્રો, પોલિસકાર, ' વગેરે શબ્દો ઉચ્ચાર્યા છતા સરકારના વફાદાર સંત્રીઓએ એમની મોટરને અટકાવી અને પૂરી ખાતરી કર્યા પછી જ આગળ વધવા લાગી.

નૈની આવ્યા પછી શ્રીમતી વિજયાલક્ષ્મીને જેલની બહાર લગભગ અડધો કલાક સુધી તપ કરવું પડ્યું. જેલના સત્તાવાળાઓને અગાઉથી એમના આગમનના ખબર આપવામાં આવ્યા નહોતા; તેમ છેક મોડીરાતે એમની ધરપકડનું વૉરંટ કાઢવામાં આવ્યું હતું. એટલે જેલના અધિકારીઓને એ વિષે કાંઇ માહિતી નહોતી. અર્ધા કલાક પછી સ્ત્રીઓની જેલનાં દ્વાર ઉઘાડવામાં આવ્યાં અને જેલની મેટ્રને એની હંમેશની ટેવ

મુજબ ખખડતાં આવીને વિજયાલક્ષ્મીને એમની જૂની બરાકમાં પૂરી દીધાં અને એ ચાલી ગઇ.

એ વખતે લગભગ સવારના ચાર વાગ્યાનો સુમાર થયો હતો, અને આછા અંધકારમાં થોડોક પ્રકાશ ભળ્યો હતો. એમણે જમીન પર પથારી પાથરીને લંબાવ્યું. એક વધુ વાર જેલજીવનનો નવો તબક્કો શરૂ થયો. પણ એમનું માથું સખત દુ:ખતું હોવાથી ઊંઘ આવી નહિ. એટલે છેલ્લા બે દહાડામાં લખનૌમાં જે બનાવો બની ગયા હતા એના વિચારોમાં મન ચકડોળે ચડી ગયું. એમને પોતાની સૌથી મોટી દિકરી લેખાની દહેશત લાગી હતી. કદાચ એ પણ સરકાર સામે ઝઝૂમીને જેલની મહેમાન બનશે તો ? જો કે એમણે એને ખૂબ સમજાવી હતી, અને કોઇ બીનઅગત્યનું પગલું ભરવાની મના કરી હતી, છતાં એ વખતે એ જે કડવાં વેણ બોલેલી એના ભણકારા શ્રીમતી વિજયાલક્ષ્મીના કાને હજુ અથડાતા હતા. એણે કહ્યું હતું: "મેં જે લોહીનીતરતાં દશ્યો જોયાં છે એ ભૂલવાને બહુ લાંબો સમય લાગશે, માતાજી ! બ્રિટિશ પ્રત્યે અંતરમાં જે હાડોહાડ ધિક્કાર છે એને જડમૂળથી નાબુદ

એ દિવસે સવારે જ્યારે બરાકમાં તેઓ જાગ્યાં ત્યારે પહેલવહેલાં એમને પુત્રીઓ યાદ આવી. માથું હજુ દુખતું હતું, એથી તેઓ પથારીમાં જ પડ્યાં રહ્યાં, પણ જેલની હરિજનબાઈ એમને ક્યાં આરામ કરવા દે તેમ હતી? એ સાવરણો લઈને આવી અને બોલી કે એને બરાકમાં ઝાડુ ફેરવવું હતું.

તેઓ બરાકમાંથી બહાર નીકળ્યાં અને બીજી સ્ત્રીકેદીઓ તરફ ચાલ્યાં ગયાં. એમણે જોયું તો ૧૯૩૨ મા પ્રથમ વાર જ્યારે તેઓ આ જેલમાં આવેલાં ત્યારે લાંબી મુદતની સજા પામેલી કેટલીક સ્ત્રીકેદીઓ સાથે પરિચયમા આવેલા, એમાંની થોડીઘણી હજુ પણ સજા ભોગવી રહી હતી. કેટલીક નવીન આવેલી વિજયાલક્ષ્મીને મ્યુઝિયમની જેમ ટીકીટીકીને જોવા લાગી. જેલસત્તાવાળાઓએ એમની બરાકમા પાણીની કે પેસાબ, જાજરૂ માટેની કાંઈ પણ સગવડ કરી નહોતી. એથી તેઓ ચાલીને થોડે દૂર યાર્ડમાં ગયા અને ત્યાંથી કેટલીક સ્ત્રી-કેદીઓ પાસેથી પાણી માગીને મોઢું ધોયુ. લગભગ સવારે સાતના સુમારે મેટ્રન આવી અને કહી ગઈ, કે એ એમને પોતાને ઘેરથી થોડીક ચા બનાવીને મોકલશે. કારણ કે એમનુ રેશન દસ વાગ્યા પહેલાં મળી શકે એમ નહોતું. વિજયા લક્ષ્મીની ઇચ્છા એ મેટ્રનની ચા પીવાની નહોતી, પણ માથાનો દુખાવો સખત હોવાને કારણે એમણે એ સ્વીકારવાની ના ન પાડી. ચા આવી, એમણે પીધી, પણ માથું તો ઊતર્યું જ નહિ.

બપોરે થોડું કાચું રેશન એમને અપાયું. પણ કોલસા તો આપવામાં આવ્યા નહોતા; એટલે રાંધવું શી રીતે? થોડી વાર

પછી કેટલીક સ્ત્રીકેદીઓની મદદથી એમણે ઝાડના નાનાં નાનાં ઝાંખરાં એકઠાં કર્યાં અને એ સળગાવીને રાંધવાનો પ્રયત્ન કરી જોયો. પણ બાજરું ઘડીકમાં ઠરી ગયું. એથી તેઓ ચોપડી લઈને વાંચવામાં પડ્યાં અને ઊંઘ આવી ગઈ, તે ઠેઠ સાંજના ચાર વાગ્યે ઉઠ્યાં અને 'રોજનિશીમાં' સ્મરણો લખવા બેઠાં. એટલામાં સાંજનો છનો સમય થયો. મેટ્રન થોડીક વૉરડૅસોના સરઘસ સાથે બરાકને તાળું મારવા આવી. થયું; હવે સવારસુધી બહાર નીકળી શકાય તેમ નહોતું. તાળું મારીને ચાલી ગયા પછી અર્ધા કલાકના અંતરે ફરી વાર મેટ્રન આવી અને કહ્યું કે, જેલના અધિકારીઓ તરફથી મળેલા હુકમની રૂએ એમને જો બરાકની બહાર ઓટલા પર હવામાં સૂવું હોય તો સૂઈ શકાશે. અધિકારીઓએ આપેલી આ પ્રકારની છૂટછાટથી તેઓ રાજી થયાં. મેટ્રન હુકમ સંભળાવીને જતી જતી પૂછતી ગઈ, કે એમને રાત્રે વાળુ માટે શું જોઈએ છે? જવાબમાં વિજયાલક્ષ્મીએ કહ્યું કે 'આખો દિવસ તો એમને ભૂખે મરવું પડ્યું હતું'. મેટ્રન એ શબ્દોથી ઠવાઈ ગઈ અને પોતાને ઘેરથી કાંઈક ખાવાનું મોકલાવી આપવાની દરખાસ્ત કરી; જેનો તેઓએ ઇન્કાર કર્યો.

એમને લાગ્યું. પથારી, બહાર ઓટલા પર ફેરવી એમણે ચોપડી વાંચવાની શરૂઆત કરી. પણ માથું વિચારના ચક્કરમાં ભમતું હતું. વાંચન ન થઇ શક્યું. વારેઘડીએ દૂર દૂરથી 'ઇન્કીલાબ ઝિન્દાબાદ'ના અવાજ આવી આવીને કાને અથડાતા હતા. એથી એકલતામાં હૂંફ મળી, અને થોડીક પ્રસન્નતા પણ સાંપડી. ઉપર આકાશમાં તારાઓ ગણીગણીને થોડો સમય પસાર કર્યો. ફરીવાર ચોપડીમાં ધ્યાન પરોવ્યું, પણ એવામાં જીવડાંઓના સૈન્યનો હલ્લો પથારી પર થયો. એ જીવડાં એમના વાળમાં ભરાવા લાગ્યાં. એથી એમને બત્તી બુઝાવી નાખવી પડી. રાત્રે અગિયાર વાગ્યે તેઓ અચાનક ઝબકીને જાગી ઊઠ્યાં. જોયું તો આખી પથારી પાણીથી ભીનીભીની લાગતી હતી અને વરસાદ ધોધમાર પડતો હતો. એમણે ફરીવાર પથારી અશાકની અંદર લીધી. વર્ષા પછી વાતાવરણમાં ઠંડક આવી અને રાત શાંતિમાં પસાર થઇ.

* * *

બીજી સવારે તેઓ જાગ્યાં ત્યારે શરીરમાં જાણે તાઝગી લાગતી હતી. પણ સાડાઆઠનો સમય થયો, છતાં કાલસા કે ચા માટે સત્તાવાળાઓ તરફથી કાંઇ બંદોબસ્ત થયો ન હતો. એથી એમને સભ્યતાને જતી કરવી પડી. ભૂખથી મિજાજનો પારો ચઢ્યો હતો અને મેટ્રન પણ તેમની તપાસ કરવા આવી નહોતી. એથી એમણે ચિઠ્ઠી લખીને સુપ્રિન્ટેન્ડેન્ટને ખબર પહોંચાડ્યા, કે જેલમાં પગ મૂકયા પછી એમના માટે ખોરાકનો કાંઇ બંદોબસ્ત થયો નહોતો. એ તો ઠીક હતું, કે મેટ્રને આગલે

દિવસે એના ઘરમાંથી થોડી ચા બનાવીને એમને મોકલી હતી, નહિતર સદતર ભૂખે જ મરવું પડત. વધારામાં એમણે લખ્યું, કે જેલના અન્નભંડારમાં જો કાચો ખોરાક ન હોય તો બીજા ગુનેગાર કેદીઓને અપાતો રાંધેલો ખોરાક એમને મળવો જોઈએ. ચિઠ્ઠીથી ધાની અમર થઈ મેટ્રન તરત જ હાંફળી ફાંફળી દોડતી આવી અને એમના પગે પડીને બોલી, કે એની આળસને લીધે આ બધું બન્યું હતું.

એ પછી થોડી વારમાં જ થોડો કાચો ખોરાક, શાકભાજી, તેમ જ બળતણની એક ભારી મોકલવામાં આવી. વિજયાલક્ષ્મીએ એક સ્ત્રીકેદીની સહાયથી બરાકના એક ખૂણામાં ચુલા જેવું બનાવી લીધું, અને શાકભાજી સુધારીને સાદું ભોજન બનાવ્યું. ભૂખ તો કકડીને લાગી હતી એટલે પેટ ભરીને ખાધું.

જીવનમાં ખોરાકની કેટલી અગત્ય છે, એની સમજ માણસને જેલમાં પડે છે સરસ વાતાવરણ વચ્ચે અને મળતાવડા માણસો સાથે બેસીને ખાધું હોય તો એ ભોજનની મિઠાશ ઓર હોય છે એવા વાતાવરણમાં બેસીને જમવું એ જીવનનો એક આનંદ છે પણ જેલનું ગરમાગરમ વાતાવરણ હોય, ચુલામાં નાખેલું બળતણ બરાબર ન સળગવાથી ધુમાડાના ગોટેગોટા નીકળતા હોય અને રેશન પણ અડધું સડેલું હોય તો એ ખાવામાં આનંદ ક્યાંથી આવે? વિજયાલક્ષ્મી રાંધવાની કડાકૂટથી કંટાળી ગયાં, અને જેલના અધિકારીઓ પાસે ડબલ-રોટી અને ચાની માગણી કરી, અને કેટલોક વખત તેના પર જ કાઢ્યો જેલમાં ચા પીવી એ તો કહેવાય કે ચા પીધી છે ચાનો

અનુભવ વર્ણવતાં શ્રીમતી વિજયાલક્ષ્મી જણાવે છે, કે કોંગ્રેસના ચૂંટણીજંગ વખતે ચીનમાંથી મેડમ ચાંગ કાઇ શેક એમને સુવાસિત અને નરમ પ્રકારની ચાનાં પાર્સલો મોકલતાં, જે પીવાથી શરીરમાં અજબ સ્ફૂર્તિ ઊભરાતી. પણ જેલમાં પીવી એ એક નવો અનુભવ હતો. જેલના કંગાલ કેદીઓ માટે હલકામાં હલકી જાતની ચા લાવવામા આવતી.

તેઓ ઘેરથી સાથે પોતાની ચા લાવ્યા નહોતાં એટલે માત્ર એક જ વાર જેલની એ બેસ્વાદ ચા એમણે પીધી અને હંમેશને માટે એ ન પીવાનું જળ મૂક્યું. જેલમાં કેદીઓને જે ખોરાક અપાય છે એ ખોરાક પર માત્ર એક જ અઠવાડિયુ જેલના અધિકારીવર્ગને નિભાવવાનુ કહેવામાં આવે તો એમને ખબર પડે, કે દુનિયામા માણસો કેમ જીવે છે! આપણે બીજાઓ માટે ઠીકઠીક ખોરાકની હિમાયત કરીએ છીએ, પણ જ્યારે આપણો પોતાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે ત્યારે આપણે અત્યંત સ્વાદિષ્ટ અને પોષક તત્ત્વોવાળા ખોરાકની માગણી કરીએ છીએ.

* * *

વિજયાલક્ષ્મીના દિવસ ને રાત એમ જેલમા ચાલ્યા જતા હતા. એમના અંતરમાં બહારની દુનિયા માટેની ઉત્કંઠા વધતી જતી હતી. એક વાર જેલમાં સમાચાર આવ્યા, કે પોલિસે શહેરમાં ગોળીબાર કરીને કેટલાંક બાળકોને ઘાયલ કર્યાં હતાં. આ સમાચારથી એમના અંતરમાં ગ્લાનિ ઉભરાઇ આવી. પણ ચોપડી વાંચવામાં એમણે મન પરોવ્યું પુસ્તકનુ

નામ હતું 'જગતના શ્રેષ્ઠ પત્રો.' વોલ્ટરે એક ઠેકાણે ઠીક જ કહ્યું છે, કે 'ટપાલમાં આવતા પત્રોથી જીવનને આશ્વાસન મળે છે. જગતમાં જ્યાંસુધી પોસ્ટમેન જીવતો હશે ત્યાંસુધી જીવનમાં એક પ્રકારનો તરવરાટ રહેશે.' વોલ્ટરના આ કથન સાથે કોણ સંમત નહિ થાય?

જીવનમાં બહુ થોડા માણસોના કિસ્સામાં એવું બન્યું હશે, કે જ્યારે એણે ઉત્કંઠાયુક્ત મનથી ટપાલની રાહ નહિ જોઈ હોય. આ વાક્યમાં ભારે સત્ય સમાયેલું છે કોઈ પ્રેયસી, એના પ્રેમીના પત્ર માટે ઝંખતી બેઠી હશે; કોઈ વિવાહિતા એના પતિના પત્ર માટે આતુર હશે. દૂરના કોઈ મુલકમાં બેઠેલો કોઈ પતિ એની નાજુક, બે ત્રણ વર્ષ થયા વિજોગણવેશે ઝૂરતી પત્નીના પત્ર માટે વ્યાકુળ થઈને ફરતો હશે. આમ વિવિધ પ્રકારના પત્રો કંઈ કંઈ પ્રેમના આવેગો, મનોમંથનો અને સંવેદનોના સંદેશાઓ લઈ આવે છે. મહાકવિ કાલિદાસે રચેલું મહાકાવ્ય 'મેઘદૂત' પણ યક્ષના વિરહસંદેશાનું અજોડ પ્રતીક ક્યાં નથી?

એક દિવસે મેટ્રને કોઈ ગુન્હેગાર સ્ત્રીકેદીને વિજયાલક્ષ્મી પાસે વાસણ માંજવા અને રાંધવા વગેરેના કામકાજમાં મદદ કરવા મોકલી. એનું નામ દુર્ગી હતું અને એ જાતની કુંભાર હતી. એના ગળામાં લટકાવેલા જેલના લેબલ પરથી વિજયાલક્ષ્મીને ખબર પડી કે એનું વય માત્ર છવીસવર્ષનું હતું, અને પતિનું ખૂન કરવા બદલ એ જન્મટીપની સજા ભોગવી રહી હતી. આઠ વર્ષ તો જોતજોતામાં એણે કાઢી નાખ્યાં હતાં. એ શ્યામ રંગની છતાં નમણી હતી અને એની રીતભાત કોઈને

પણ ગમી જાય તેવી હતી જેલની બધી સ્ત્રીકેદીઓની માફક એણે પણ ગોઠણ સુધીની ચડ્ડી અને કેડ સુધીનુ શરીર ઢાંકતું ફ્રૉક પહેર્યું હતુ દુર્ગાના ગાત્રો અતિ સુંદર હતા અને જેલના વસ્ત્રોમા પણ એ દીપી ઉઠતી હતી. એની સાથે વિજયાલક્ષ્મીએ મિત્રતા બાંધી

એ દિવસો વરસાદના હતા એથી આખો દિવસ વરસાદના ઝાપટા આવ્યા અને રાતે પણ ધોધમાર વરસતો હતો પણ અંતે બંધ રહ્યો બરાકના છાપરામા પડેલા બાકોરાઓમાથી પાણીના ટીપાં ચોગરદમ ટપકતા હતા કોઈ પણ ઠેકાણે પથારી પાથરવાસરખી સૂકી જગ્યા શોધી જડતી નહોતી આખરે એમણે એક એવો ખૂણો શોધી કાઢયો જ્યા માથુ સહીસલામત રહે, પણ પગ ભીંજાતા હત ઓછામા પૂરૂ વર્ષા પછી નાના નાના જીવડાઓ દરમાથી બહાર નીકળી ચારેકોર ઊડી રહ્યા હતા એથી બત્તી બુઝાવ્યા સિવાય ઉંઘી શકાય એમ નહોતુ હજુ માત્ર સાજના સાડાસાતનો વખત થયો હતો, એટલે ઉંઘ પણ એમને આવતી નહોતી પથારીમા પડગ્યા પડયા તેઓ ચિંતનમા ગરકાવ થઈ ગયા જેલમા પણ બહારની દુનિયાની જેમ જુદા જુદા વર્ણની પંક્તિઓ હોય છે જે સ્ત્રી વ્યભિચારના ગુના માટે સજા પામી હોય એ જેલમા ઠીકઠીક પંક્તિની ગણાય છે એથી ચડિયાતી ચોરી કરીને આવી હોય એવી સ્ત્રીઓ, અને ધણીનું ખૂન કરીને આવી હોય એવી સ્ત્રીકેદીઓ તો જેલની મોવડીઓ ગણાય છે તેઓ પોતાના દરજ્જાને પણ એટલુ જ મહત્ત્વ આપતી હોય છે દાખલા તરીકે જેલમા

બધ ! સુપ્રિન્ટેન્ડેન્ટે જતાં જતાં કહ્યુ, 'તમારા બાળકોને તમારા વગર કેમ ગમતું હશે ?' વિજયાલક્ષ્મી બોલ્યા, 'તેઓ પોતાની જાતને કેમ સંભાળવી એ સારી રીતે જાણે છે '

૧૫ મી ઑગસ્ટે ગાંધીજીના મંત્રી શ્રી મહાદેવભાઈ દેસાઈ હૃદય બંધ પડી જવાથી અચાનક મૃત્યુ પામ્યાના સમાચાર એમને ૧૮મીએ મળ્યા. એથી અંતરમાં પારાવાર દુ ખ થયુ એમના માનસપટ પર અનેક સ્મરણો ધસી આવ્યા. કેવો સરસ માણસ ! 'પ્રભુના ઘરનો આદમી' કહીએ તો ચાલે એના જવાથી આપણને ભારે ખોટ પડી છે દુર્ગા અને છોકરો કયાં હશે તેના એમને કઇ ખબર નહોતા બાપુ પણ જેલમાં હોવાથી એ લોકો કયાં રહેતા હશે, એમની દેખરેખ કોણ કરતું હશે વગેરે કાંઈ જ માહિતી એમને નહોતી એમને થયું, કે દુર્ગાને આશ્વાસનપત્ર લખુ મહાદેવભાઈના અવસાનના સમાચાર મળ્યા ત્યારથી વિજયાલક્ષ્મી ભારે શોકભારે

હતું, રણજિત પંડિત. મહાદેવભાઈના એ માનીતા લેખક સાથે પરણ્યાને આજ એમને બાવીસ વર્ષ થયાં હતાં. મહાદેવભાઇ અને રણજિતે સાથે જ કૉલેજમાં અભ્યાસ કર્યો હતો અને સાથે જ ગ્રેજ્યુએટ થયા હતા એમની વચ્ચે પત્રવ્યવહાર વધુ નહિ હોવા છતાં એક બીજા પ્રત્યે ઊંડો સ્નેહ અને સહાનુભૂતિ જરૂર હતાં. મહાદેવભાઇના વિસર્જનના સમાચારથી રણજિતને પણ ખૂબ દુઃખ લાગ્યું હશે.

કારાવાસ વિષે સામાન્ય રીતે એમ કહેવાય છે, કે એ જગ્યામાં એકલતા સિવાય બીજું કાંઇ નથી મળતું. વિજયાલક્ષ્મીનુ મંતવ્ય એથી ઉલટા પ્રકારનુ છે. તેઓ કહે છે, ' કોઇ એવા માણસો વચ્ચે આપણે બેઠા હોઇએ જેઓમાં આપણને કાંઈ રસ ન હોય અને તેઓને પણ આપણામાં કાંઈ રસ ન હોય, ત્યારે જે એકલતા જેવું લાગે છે, એવી એકલતા જેલમાં નથી લાગતી '

કારાગૃહમાં એમને જે આત્માની અપાર શાંતિ મળતી એવી કોઇ ઠેકાણે મળતી નહોતી; એટલું જ નહિ, આસપાસ જે કેદીસ્ત્રીઓ વસતી હતી તેઓને પણ વિજયાલક્ષ્મીમાં ઊંડો રસ હતો. સવારથી સાંજ સુધી તેઓ એમની પાસે આવતી અને અવનવી વાતો કરી જતી; એથી એકલતા જેવું લાગતું જ નહિ. બધી સ્ત્રીઓ એમની સહાનુભૂતિ માટે ઝંખતી હતી. આખો દિવસ કાંઇ ને કાંઈ અવાજ આવતો. કાંઇ કાંઈ ઝઘડાઓ, ફરિયાદો, ગાળો, છુટ્ટા હાથની મારામારી, એ બધા

12

જ્યારે સ્ત્રીકેદીઓ વચ્ચે ઝઘડો થાય છે ત્યારે ખૂનની સજા પામેલી સ્ત્રી ગર્વથી કહે છે, રહેવા દેજે. હું કાંઇ ચોરીબોરી કરીને આવી નથી ખબર છે, હું ખૂનની ગુનેગાર છુ ''

પ્રથમ વાર ૧૯૩૨ મા તેઓ આ જેલમા સજા ભોગવતાં હતા ત્યારે આ જાતની સ્ત્રીકેદીઓથી તેઓ ભયભીત દશા અનુભવતા અને એમનો સંપર્ક સાધવાથી દૂર ભાગતા. પણ પછીથી એમને પણ લાગ્યુ, કે માનસશાસ્ત્રીય અભ્યાસ પરથી આપણને જરૂર લાગે છે, કે માણસ ગુસ્સામા અથવા મિજાજ ગુમાવી દેતા આ જાતના ખૂન કરી બેસે છે એથી કાંઇ એ માનવીને હલકી પાયરીએ ઉતારી પડાય નહિ એનામા જે માનવતા હોય છે એ ઘણી વેળા વ્યભિચાર, ચોરી કે એવા દરરોજના બીજા હીચકારા કૃત્યો કરનારા માણસોમા નથી જણાતી

આ વરસાદ જાણે કે અટકે એમ લાગતું જ નથી એ ધોધમાર વરસ્યે જાય છે વિજયાલક્ષ્મીની બરાક એક સરોવર જેવી બની ગઇ હતી, —ને પથારીવાળો ખાટલો એમા તરતા નાના ટાપુ જેવો લાગતો હતો, છતા ઋતુ સારી હોવાને લીધે એમના શરીરમા સ્ફુર્તિ જેવું જણાતુ હતું એમને થયું, કે દુર્ગીને રાધતા કેવુ આવડે છે એ જોવા ખાતર જ એની પાસે રધાવવુ એને બોલાવી અને રાધવા બેસાડી પણ વિજયાલક્ષ્મી જ્યારે જમવા બેઠા ત્યારે શાકમા નીમક બેશુમાર લાગ્યુ અને ભાત ખીચડા જેવા બની ગયા હતા આ કરતા એમણે પોતે રાધ્યુ હોત તો સારુ હતું

તે દિવસે બપોરે સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબે એમને પૂછયું " કેમ, આનંદમાં છો ને ? રેશન સંતોષકારક મળે છે ને ?" સુપ્રિન્ટેન્ડન્ટના પ્રશ્નોએ વિજયાલક્ષ્મીને વિચાર કરવાનો અવકાશ આપ્યો. સંતોષ, આનંદ, સુખ, આઝાદી વગેરે શબ્દો કેવા અર્થહીન અને કૃત્રિમ લાગે છે ? બર્નાડ શો સાચું જ કહે છે: ' માત્ર કાગળ ઉપર જ માનવતાએ શૌર્ય, સત્ય, જ્ઞાન ગુણ અને પ્રેમ મેળવી જાણ્યો છે. ' શૉનું મંતવ્ય એમને સાચું લાગ્યું ?

રોજીંદા બનાવોની સામાન્ય બાબતો હતી. અને રાત પણ ક્યાં નિઃશબ્દ શૂન્ય હતી !

બહાર જેવા ધીમા અવાજો સમજાય છે એવા નહિ, પણ વારેઘડીએ આવતા ધીમા અવાજો માથુ ફેરવી નાખતા

અર્નેસ્ટ ટોલરે એકઠેકાણે ઠીક જ કહ્યુ છે દિન પર દિન અવાજોની પરંપરાઓ જેલના વાતાવરણને મરડી નાખે છે. જેમણે જેલજીવન ભોગવ્યું છે તેઓ જ આનો પૂરેપુરો અર્થ સમજી શકે છે

શરૂઆતમા કેદી આ બધા અવાજો અને ચિત્તની શાંતિમાં પડતી વારંવારની ખલેલથી વ્યગ્રતા અનુભવે છે, પણ સમય જતા એની આત્મશક્તિ એટલી મજબૂત બની જાય છે, કે એ અવાજો એને ડગાવી શકતા નથી. બરાકમા જ્યારે પારાવાર ઘોઘાટ મચ્યો હોય, એવે વખતે પણ શ્રીમતી વિજયાલક્ષ્મી એમના પુસ્તક–વાચનમા લીન થઈ જતા કેદીઓના ઝઘડા એમની ચિત્તશાંતિમા પછીથી જરાય દખલ કરી શકતા નહિ પણ એ આત્મબળ મેળવવા માટે સમય જોઇએ અને ચિત્ત સ્વસ્થ હોવુ જોઈએ

એ આખી જેલ રાત્રે કોઈ રાક્ષસ જેવી ભયાનક લાગતી. જેલના ફાનસમાથી ઝબકતી જ્યોતના દૂર સુધી પથરાતા લાંબા પડછાયા, ભૂતના પડછાયા જેવા લાગતા એ પડછાયા જોઇને એમને કઇ કઇ વાર્તાઓના સ્ફૂરણો થઇ આવતા

એમના યાર્ડમાં એક બીજી પણ બરાક હતી, જે કેદીઓ વગરની સૂની હતી. પણ એમના યાર્ડથી થોડે દૂર એક બીજો પણ યાર્ડ હતો, જ્યાં ગુન્હેગાર સ્ત્રીકેદીઓને પૂરવામાં આવી હતી. એમાં લગભગ ચાલીસ સ્ત્રીઓ હતી. એ સૌને કેમ જાણે જેલજીવન સદી ગયું હોય એમ લાગતું હતું. અને કેટલીક તો તેઓ ૧૯૩૨ માં જેલમાં આવેલાં ત્યારની જૂની ચિરપરિચિત હતી.

કંઇ ખાસ કામ કરાવવું હોય તો જ એમને વિજયાલક્ષ્મીના યાર્ડમાં જવાની છૂટ આપવામાં આવતી, નહિતર નહિ; પણ આ બન્ને યાર્ડ વચ્ચેનું બારણું જ્યારે ખુલતું ત્યારે તેઓ આપસમાં એક બીજીને હળી મળી લેતાં, મિત્રભાવે સ્મિતોની આપ-લે પણ થતી. તેઓ એમને એમની પુત્રીઓ વિષે પૂછપરછ કરતાં. એ બીજા યાર્ડમાં એકાંત કેદની કોટડીઓનો સમાવેશ પણ થતો. એનું દૃશ્ય વિજયાલક્ષ્મીને ભયભીત બનાવી દેતું. માનવજાતને આમ પૂરી રાખવી એટલે દોજખમાં નાખવા જેવું હતું. તે અરસામાં એક સ્ત્રીને એવી એકાદ કોટડીમાં પૂરવામાં આવી હતી. એ કયા ગુન્હાસર ત્યાં પુરાઇ હતી એની તેમને કાંઈ ખબર ન હતી. પણ દિવસે અને રાત્રે ઘણી વેળા એ ધ્રૂસકા મૂકીને રડતી ત્યારે એનું રુદન હૃદયભેદક લાગતું. જીવનમાં જેણે બધી આશા ગુમાવી દીધી હોય એવી સ્ત્રીનું એ રુદન એકાંતમાં કરુણતમ લાગતું.

એક વાર દુર્ગાએ પણ પોતાના જીવનની કરુણ કથની વિજયાલક્ષ્મીને કહી સંભળાવી. એ બહુ સાધારણ વાર્તા હતી.

એનો ધણી એને માર મારતો, ભૂખી રાખતો અને વારંવાર તેનું અપમાન કરતો. એથી ગુસ્સે થઇને એણે તેનું ખૂન કર્યું હતું. એ કથા બહુ વિસ્તારથી એણે કહી સંભળાવી, અને કેવા સંજોગો વચ્ચે એણે ખૂન કર્યું એ બધું કહેવામાં એના અંતરનો સંતોષ વ્યક્ત થતો હોય એમ લાગતું. એ સંતોષનું મૂળકારણ એમણે શોધી કાઢયું. એના અંતરમાં ખૂન કર્યા પછી જે નિરાંત હતી તેનું કારણ એ હતું, કે એના ધણીનું ખૂન કરવાથી આડકતરી રીતે એણે પોતાની સાસુના હૈયા પર ઘા કરી લીધો હતો, કે જે સાસુને એ અત્યંત ધિક્કારતી હતી. ઘેર એક નાનકડો બે વર્ષનો બાબો પાછળ મૂકીને એ જેલમાં આવી હતી, અને સાથે બે મહિનાની છોકરીને લઇ આવી હતી. એ છોકરી થોડા દિવસમાં જેલમા મરી ગઇ.

દુર્ગીને બાળકો બહુ ગમતાં અને એની નાની છોકરી પર એને અત્યંત વહાલ હતું. એ છોકરીને કોઇની નજર લાગી અને એ મરી ગઇ, એમ એ ઘણી વાર કહેતી; કારણ કે એ એવી વાતોમા માનતી હતી. શ્રીમતી વિજયાલક્ષ્મીએ એવી જંત્રમંત્રની વાતો ન માનવા એને ઘણીયે સમજાવી, પણ એ માનતી જ નહોતી. એનો છોકરો પણ હવે તો અગિયાર વર્ષનો થયો હતો, એમ એ કહેતી હતી; અને એને સંભારીને ઘણી વાર રડતી. જેલમાં પુરાયા પછી એણે કયારે ય એનું મોઢું જોયું નહોતું.

વિજયાલક્ષ્મીના યાર્ડમાં દેડકાંઓની સંખ્યા અપરંપાર હતી. ચારેકોર તેઓ કુદાકુદ કરી મૂકતાં. એમનાં કાળાં કદરૂપા

મોઢાં જોઇને તેમને યુદ્ધમાં કાળાં બજાર ઉભાં કરનાર વેપારી-ઓનાં મોઢાં યાદ આવતાં. તેઓ, પોતાનાં વર્તુલોમાં, એટલા રચ્યાપચ્યા રહે છે કે વર્તુલની બહાર બીજી પણ એક દુનિયા વસી રહી છે એનું એમને ભાગ્યેજ ભાન હોય છે. રાત પડતી અને દેડકાંઓના ડ્રાંઉ ડ્રાંઉ અવાજો ચાલુ થતા, ત્યારે એમનું માથું પાકી આવતું. કેટલીક વાર એ અવાજો સંગીતમાં કોઈ સમૂહગીત જેમ ઉઠતાં અને ધીમે ધીમે નીચે બેસી જતાં. એક વાર તેઓ અચાનક પથારીમાં ઊભાં થયાં અને નીચે પગ મૂક્યો તો એક મોટા દેડકા પર જ પડયો. સારા નસીબે એ ચગદાતો બચી ગયો અને કૂદકા મારતો બહાર ચાલ્યો ગયો.

એક નાનું બિલ્લીનું બચ્ચું જે ૧૯૪૧ માં એમની કોટડીમાં આવતું એ હવે મોટું થઇ ગયું હતું. એનું રૂપાંતર એક મોટી કદરૂપી બિલાડીમાં થયું હતું. એ છાનીમાની અંદર આવતી અને જમીન પર પડેલો ખોરાક ઉપાડી જતી. એને હાંકી કાઢવી પણ મુશ્કેલ હતી, કારણકે એ અડધી ભૂખે મરતી હતી. છતાં તેઓ એના પર દયા બતાવવાની તરફેણમાં નહોતાં. બિલાડીઓ પ્રત્યે એમને એક જાતની સૂગ હોવાથી એમની સાથે સહચાર રાખવો એમને ગોઠતો નહિ. હજુ સુધી કોઇ

જૂની ઓળખીતી શરબતી હજુ ત્યાંજ આંટા મારતી હતી. એ ગયા વખત કરતાં કાંઈક વધુ પાતળી અને માંદી જણાતી હતી. એણે એની જૂની ફરિયાદ રજૂ કરતાં કહ્યું, કે હજુ લોહી પડતું હતું. નારાયણી તો એવી જ તાજીમાજી જણાતી હતી. એના વિષે એક ચોંકાવનારી વાત વિજયાલક્ષ્મીને જાણવા મળી. ગયે વર્ષે એણે જેલના અધિકારીઓ સાથે કાંઈક ઘર્ષણ થવાથી આપઘાત કરી બેસવાની ધમકી આપી હતી. અને તે મુજબ યાર્ડમાં ઊભેલા એક લીમડાના ઝાડ પર દોરડું બાંધીને લટકી મરવાની તૈયારી પણ કરેલી. પણ બીજી ઓરતોએ એને માંડમાંડ સમજાવી ઝાડપરથી હેઠે ઉતારી હતી.

વિજયાલક્ષ્મીને આ નારાયણીની થોડી બીક લાગતી. એ અગિયારમી વખત જેલમાં આવી હતી. છેલ્લી વાર કોઈની ચાદર ચોરવાને લીધે એને સાત વર્ષની સજા થયેલી, જે એ ભોગવી રહી હતી. એનામાં સ્ત્રીનાં કોઈ લક્ષણોજ જણાતાં નહોતાં. કાળકા માતા જેવો એનો દેખાવ, ટુંકા ટુંકા વાળ, અને ખંડિત થયેલા દાંત જોઈને કોઈને પણ એના પ્રત્યે ઘૃણા ઉપજે એવું હતું. પચાસની વયે પહોંચ્યા છતાં એનું શરીર વળી શકે એવું હતું, અને ત્વરાથી બિલાડીની ઝડપે એ ઝાડ પર ચડી જતી. એને વધુ કપડાં પહેરવાં ગમતાં નહોતાં. એથી એ લગભગ અર્ધનગ્ન જેવી લાગતી. એને વિવિધ જાતના રંગો પ્રત્યે બહુ પ્રેમ હતો, અને જૂના જમાનામાં એની કને જે ચટકદાર રંગનાં ભભકભર્યાં વસ્ત્રો હતાં, એ સંબંધી એ ઘણી ઘણી વાતો કરતી. જ્યાંસુધી કોઈ એને છંછેડે નહિ

ત્યાંસુધી એનામાં કાંઇક માણસાઇ જેવું લાગતું. પણ એક વાર છંછેડ્યા પછી એનામાં ને કોઇ જંગલીમાં ઝાઝો તફાવત રહેતો નહિ.

જેલમાં જે વૉરડ્રેસો હતી એ બધીનો જમેલો પણ બહુ વિચિત્ર લાગતો હતો. એવી પાંચ જણીઓ વિષે શ્રીમતી વિજયાલક્ષ્મીએ આપેલું ટૂંકું બ્યાન આ રહ્યું:

"ઝોહરા બહુ ભયંકર સ્ત્રી હતી. એ ખૂબ જ ગંદી રહેતી અને એનામાં એટલા બધા અવગુણો દેખાતા કે જન્મથી જ જાણે એ ખંધાઇ શીખીને આવી હશે. તેની સાથે કોઇનો પણ મેળ મળવો મુશ્કેલ હતો. જીનાબ અત્યંત જાડી અને ખૂબ જ વાચાળ સ્ત્રી હતી. એની પાસે એના જીવનનો સભર ભૂતકાળ અનેક સ્મરણોથી ભરેલો હતો. જેલની ચાકરીએ એનામાં જૂજ પરિવર્તન આણ્યું હતું. મજાક કરવાની જે સુંદર શૈલી એ ધરાવતી એવી ભાગ્યે જ કોઇ પાસે હતી. વિષ્ણુદાઇ ઊંચી અને પાતળી સ્ત્રી હતી. એની ઊંચાઇ અને શારીરિક બાંધો જોતાં બીજી બધી વૉરડ્રેસોમાં એની પ્રતિભા ગણનાપાત્ર લાગતી. એ બહુ શાંત જણાતી અને થોડું જ બોલતી. શ્યામા એથી ઊલટી જ જાતની મહિલા હતી. એના જેવી જુદા જ ખ્યાલોની સ્ત્રી બહુ ઓછી જોવામાં આવે; જ્યારે મિસિસ સોલોમન એ બધામાં સુંદરમાં સુંદર સ્ત્રી હતી. માનવી તરીકે એનામાં જે નમ્રતા અને રીતભાતમાં જે સૌજન્ય જણાઇ આવતું એથી એ બધીમાં જાણે ચડિયાતી પંક્તિની જણાતી. એ જાતે ખ્રિસ્તી હતી. એમ તો

ઘણી હિંદુ સ્ત્રીઓ વટલાઇને ખ્રિસ્તી બનેલી આપણા જોવામાં આવે છે; પણ એ બધામાં આ બાઈ તો કોઇ જુદી જ જાતની હતી. પણ તેને એક મુશ્કેલી હંમેશ નડતી. એની નાણાકીય ભીડ ક્યારે ય ઓછી થતી નહિ. એના કુટુંબમાં અનેક જાતના ઝઘડાઓ હતા. અને જ્યારે હૈયું ખોલીને તે વિજયાલક્ષ્મી પાસે બેસી બધી વાતો કરતી ત્યારે જ કાંઇક શાંતિ અનુભવતી. જેલ સાથેના એના સંબંધથી કોઇને પણ એની દયા આવે. એના જેવી સ્ત્રી માટે જેલની દુનિયા નકામી હતી.

* * *

૨૦ મી ઑગસ્ટની ખુશનુમા રાત હતી. વર્ષાનાં થોડાં ઝાપટાં પડી ગયા પછી પૃથ્વીની સુગંધ પવન સાથે ભળીને બરાકોમાં પથરાઈ જતી હતી. એ સમયે શ્રીમતી વિજયાલક્ષ્મી તેમની પથારીમાં બેઠાં બેઠાં આકાશના તારા જોવામાં પરોવાયાં હતાં. તારાઓના દર્શનથી જાણે અંતરમાં કંઇક દૃઢતાની લાગણી જન્મે છે. તેઓ હંમેશાં એક ને એક રૂપે, ગંભીર અચલાયમાન લાગે છે. માણસજાતનાં સારાં નરસાં કૃત્યોની એમના પર કાંઈ જ અસર થતી નથી. કોઇકોઇ વાર એકાદ ચંદ્રકિરણ છાનુંમાનું આવી બરાકમાં પ્રવેશી જતું અને જમીન પર રૂપેરી ઝરણાંની જેમ પથરાઇ જતું. એવામાં આકાશમાં કોઈ લશ્કરી વિમાન

વધારે હીચકારૂં બીજું કોઇ પગલું નથી. માનવતાને આવા પ્રતિબંધો મૂકી બાંધી રાખવાથી કાંઇ અર્થ સરતો નથી. માત્ર નવી મુશ્કેલીઓ ઊભી થાય છે. દુનિયા ગોળગોળ ફરી રહી છે, અને આપણે જ્યાથી શરૂઆત કરી હોય છે ત્યાં જ પાછા આવીને અટકીએ છીએ. પ્રગતિ તો નામની જ થાય છે. આ બધાનો મર્મ શું હશે તેની વિચારણામાં તેઓ પરોવાઇ ગયાં.

બીજે દિવસે બરાકમાં કાંઈક ગરબડ મચી હતી. એક સ્ત્રી કેદીને મળવા તેનો કોઈ સંબંધી આવેલો, પણ એને મુલાકાત આપવામાં આવી નહિ. એ માણસ ગરીબ હતો અને ઘણે દૂરથી મળવા આવ્યો હતો. રસ્તામાં ટ્રેનભાડું પણ સારૂં ખર્ચીને આવ્યો હતો. પણ જેલમાં પ્રવેશતાં જ કોઈ વૉરડ્રેસે એને સંભળાવી દીધું, કે લાંચરૂપે કાંઈ દક્ષિણા આપવામાં નહિ આવે તો તે તેને કેદીની મુલાકાતે જવા દેશે નહિ. પેલા ગરીબ માણસે ઘણા ઘણા કાલાવાલા કર્યા અને પોતે લાચ આપી શકે એવી સ્થિતિમા નહોતો વગેરે સભળાવ્યું, પણ વૉરડ્રેસ પર એના શબ્દોની કાંઈ અસર ન થઈ. છેવટે પેલાએ કામ પતાવવા બે રૂપિયાની દક્ષિણા ધરી. વૉરડ્રેસે પૈસા ખિસ્સામાં મૂક્યા અને પેલી કેદીસ્ત્રીને કોટડીમાંથી બહાર કાઢી લાવવા ગઇ. એ પેલી કેદીને સાથે લઇ આવતી હતી, ત્યાં રસ્તામાં એણે કાંઇ તકરાર કરી અને ફરી વાર પેલી સ્ત્રીને કોટડીમાં પૂરી દીધી. આમ પેલા માણસના બે રૂપિયા એણે હજમ કરી દીધા. એ શા માટે કેદીસ્ત્રીને પાછી કોટડીમાં પૂરી આવી હતી એનું કારણ શ્રીમતી વિજયાલક્ષ્મી જાણી ગયાં હતાં. વૉરડ્રેસને લાંચ

પૂરતા પ્રમાણમાં મળી નહોતી તેથી જ આમ બન્યું હતું. એ પછી પેલી કેદી આખો દિવસ વૉરડેસ પર ગાળોનો વરસાદ વરસાવતી રહી. જેલમાં જે રૂશ્વતખોરી ચાલે છે એ આપણને અચંબામાં મૂકી દે એવી હોય છે. આવી રૂશ્વતખોરી કેટલીક વાર ઉઘાડે છોગ ચાલે છે. સર જેફ્રે મીન્શુલ આ સંબંધમાં એક ઠેકાણે કહે છે કે, ' માણસને જીવતા કબરમાં લંડારવાની જો કોઈ જગ્યા હોય તો એ કેદખાનું છે. જેલમાં છ માસમાં એ જેટલા કાયદા શીખી લ્યે છે એ કોઈ કાયદાનો વિદ્યાર્થી વેસ્ટ મિનસ્ટરમાં હજારો રૂપિયા વેડફીને પણ શીખી શકતો નથી. કારાગૃહ એ નાનકડું દોજખ છે, ગરીબીનો નકશો છે. કોઈ પણ જુવાનને જે બદીઓ અને બદમાસીઓ શીખતાં વેશ્યાગારોમાં વીસ વર્ષ લાગે તે જુવાન અહીં એ બધું યે છ મહિનાના સમયમાં શીખી જાય છે. અહીંઆં એટલા બધા રોગો અસ્તિત્વ ધરાવતા હોય છે કે જે પ્લેગના વખતમાં ખુદ પ્લેગનાં જંતુઓ પણ નહિ ધરાવતાં હોય. '

* * *

આ બધા પ્રસંગો, શ્રીમતી વિજયાલક્ષ્મીના માનસ પર જેલનાં દૃશ્યોએ જે પ્રત્યાઘાતો કર્યા એનાં ચિત્રણોથી ભરપૂર છે. છતાં તેઓ જાણે કારાવાસના એ જીવન સાથે ભળી જવા, એને અનુરૂપ થવા બધા પ્રયત્નો કરી રહ્યાં હોય એવું જણાય છે. અનુકંપામિશ્રિત એ દૃશ્યો જાણે અનેક આઘાતો હૈયાની લોમ પર કરી રહ્યા હોય એમ લાગે છે. એ બધા ડંખો એમને પીડી રહે છે, અને માનવતા માટે તેઓ અંતરમાંથી એક નિઃશ્વાસ કાઢે છે.

એમની બરાકની બાજુમાં આવેલી બરાક એમણે ઘણાં દિવસ થયાં જોઇ નહોતી. એક વાર તેઓ એ જોવા ગયાં. ગયે વર્ષે આ બરાકની એક ઓરડી બાળકોના શિક્ષણપ્રબંધ માટે બાલમંદિરના રૂપમાં ફેરવી નાખવામાં આવી હતી. એ શુભ કાર્ય તે વર્ષે શ્રીમતી વિજયાલક્ષ્મીના વરદ હસ્તે જ થયું હતું. એથી જ એ તરફ દૃષ્ટિપાત કરવાની ઉત્કંઠા એમને જાગી હતી. એમણે જોયું તો એ ઓરડી ખોરાકના સામાનથી અડધી ભરાઇ ગઇ હતી. અડધામાં ઓફિસ આવી ગઇ હતી. દિવાલો પરનાં ચિત્રો ઝાંખાં પડી ગયાં હતાં. માટીનાં રમકડાં જે તેઓએ ખાસ મહેનત લઇને બનાવ્યાં હતાં તે બધાં ભાંગીને ભુક્કો થયાં હતાં. સળીની જે ચટાઈ પર બાળકો બેસતાં તે અદૃશ્ય થઇ હતી. લખવાનું કાળું પાટિયું ભાંગી ગયું હતું અને તેના અવશેષો ધૂળે આવર્યા એક ખૂણામાં પડયા હતા. આ દૃશ્ય જરૂર દિલગીરી ઉત્પન્ન કરે તેવું હતું. પણ એથી યે વધુ માઠી દશા તો બાળકોની થઇ હતી.

હતો અને મહિનો એક વરસ જેવો લાંબો કંટાળાભર્યો લાગતો હતો. કેદીને એવું લાગતું કે જાણે તે એકસો વર્ષ થયાં અહીં પુરાયો હશે.

વોર્ડરો, સ્ત્રીકેદીઓ વગેરે સાથે એકરૂપ બની તેમાં ભળી જઇ શ્રીમતી વિજયાલક્ષ્મી જેલના દિવસો પસાર કરી રહ્યાં હતાં. તાજેતરમાં લેખાએ 'લાઇફ એન્ડ ટાઇમ'ના કેટલાક અંકો મોકલાવ્યા હતા, એ વાંચીને દુઃખ ભૂલી જવા તેઓ પ્રયત્નો કરતાં. છતાં પુત્રીઓના વિચારો એમને વારંવાર સતાવતા. નાની રીતાની મનહર છબી સ્મરણમાં આવીને ઊભી રહેતી. હમણાં તેમનો એક પત્ર હતો, પણ એ પછી કાંઇ સમાચાર નહોતા. તેમની તબિયતની ચિંતા તેઓ કરતાં હતાં. ઓછામાં પૂરા ભાઇ જવાહરના પણ કાંઇ ખબર નહોતા. આ બધી કૌટુમ્બિક વ્યાધિઓ એમને પીડી રહી હતી.

* * *

એક પ્રભાતે તેઓ જાગ્યાં ત્યારે થાકી ગયેલાં જણાતાં હતાં. પથારી છોડવાનું એમને મન જ થતું ન હતું. પણ બરાક-માંથી ઝાડુ કઢાતું હોવાથી સાવરણીના અવાજ અને ઊડી રહેલી ધૂળથી એમને ઉઠી જવું પડયું. નવ વાગે થોડીક ચા પીને તેઓ કાંઇક સ્વસ્થ થયાં અને વાંચવામાં મન પરોવ્યું. ત્યાં બાજુમાં બેઠેલી પૂર્ણિમા બોલી ઊઠીઃ 'આ કોણ આવ્યું? જુઓ તો!' વિજયાલક્ષ્મીએ જોયું તો એમની મોટી પુત્રી લેખા હાથમાં ફૂલની માળાઓ સાથે મેટ્રનની પાછળ પાછળ

યાર્ડમાં પ્રવેશતી હતી. લેખા અહીં શા માટે આવી હશે, એ પ્રથમ તેમની સમજમાં ન આવ્યું એમને થયું, કે એ મળવા આવી હશે. પણ સાથે ફૂલની માળાઓ શા માટે? તેઓ વિચાર કરી રહે એ પહેલા તો લેખા બરાકની અંદર આવી પહોંચી અને આનંદભર્યા કંઠે ઘોષણા કરીને બોલી, 'પકડાઇને આવી છુ, માતુશ્રી!'

લેખાની ધરપકડ! અરે, એ તો હજુ કિશોરી જેવી લાગતી હતી. રાજકારણ શું હોઇ શકે એનું તેને થોડુ ભાન હતુ વિજયાલક્ષ્મી કાંઇ સમજી શકયાં નહિ તેઓ તો લેખાનો વાક્પ્રવાહ સાંભળી રહ્યા. પૂર્ણિમાને એ પોતાની ધરપકડનો બધો અહેવાલ સંભળાવી રહી હતી લેખાનાં બાળવયનાં સ્મરણો તેમના સ્મરણપટ પર એક પછી એક આવવા લાગ્યાં.

પહેલાં એ નાની બેબી હતી અને જુહુના દરિયાની રેતીમાં આળોટતી, એ પછી ચાલવા શીખી અને કાલી કાલી બોલી બોલવા લાગી, ત્યારે તેને મોન્ટેસોરી સ્કૂલમાં મૂકવામાં આવી હતી. વચમાં ભયકર માંદગીને બિછાને એ પટકાઇ પડેલી, બચવાની બિલકુલ આશા નહોતી, પણ બચી ગઇ. નવો જન્મ પામીને જાણે એ માંદગીના બિછાનેથી ઉઠી. એ પછી ૧૯૩૨ માં જ્યારે તેઓ અને રણજિત બન્નેને કારાવાસમાં જવું પડેલુ ત્યારે લેખા પુનાની સ્કૂલમાં ભણવા જતી. તેમની ધરપકડને દિવસે એ નિશાળે ગઇ નહોતી પોલિસ પાર્ટી માતુશ્રીને લેવા આવી હતી, છતાં એ શાત મૌનમૂર્તિની જેમ

બેઠી હતી. આઠ વર્ષની એ બાળકીની આંખોમાં આંસુ નહોતાં. ઉઠીને તેણે ઘરમાં પડેલો ત્રિરંગી રાષ્ટ્રધ્વજ ઉઠાવેલો.

" એવડો રાષ્ટ્રધ્વજ ન ઉઠાવતી બહેન " વિજયાલક્ષ્મીએ એને વારવા ત્યારે એ પ્રમાણે કહેલું. જવાબમાં એ બોલી હતી: " પોલિસ એને જોઇને ડરથી ભાગી જશે. "

બચપણનાં આ સસ્મરણોની પરંપરાઓ આવતી જતી હતી એ પછી તે મોટી થઇ અને રાજકોટની ટ્રેનિંગ સ્કૂલમાં ઘોડેસ્વારીની તાલિમ લઇ રહી હતી. એ દૃશ્ય પણ દૃષ્ટિ સમક્ષ આવ્યું. કેડ સુધી ત્યારે બહુ સુંદર એ લાગતી. એ પછી એ તરવાની તાલિમ લઇ રહી હતી. ધીમે ધીમે જેમ ઉંમરમાં મોટી થતી ગઈ, તેમ તેમ જીવન તેને અનેક રહસ્યોથી ભરેલું લાગવા માંડયું. અઢાર વર્ષની વયે તેના જન્મદિનની ઉજવણી પ્રસંગે એ કેવી સુખી અને આનંદી જણાતી હતી ! જિંદગીનો મર્મ એને સમજાવા માંડયો હતો. એ પછીનું છેલ્લું દૃશ્ય તો હજુ તાજુ જ હતું. એમને તે રાત્રે પોલિસના માણસો પકડવા આવ્યા હતા ત્યારે જરાય ગભરાયા વગર માતાજીને વિદાય આપી હતી. અને પોતાની બે નાની બહેનોને પોતાની પાંખ નીચે લીધી હતી અને હમણાં તે તેમની સામે જ કારાગૃહનું જીવન જીવવા આવીને ઊભી હતી. અત્યારે તેની આંખોનું તેજ અનોખું હતુ. એ જાણે બહુ ચોક્કસ અને દૃઢ મનની યુવતી જેવી લાગતી હતી

લેખાને જેલમા પોતાની નિકટમાં જોઇને વિજયાલક્ષ્મીને

તારા અને રીતા યાદ આવી ગઇ. હવે આનંદભુવનમાં તે એક બહેનો આશ્રયહીન એકલી જ રહી ગઈ. અને ઘરની આજુબાજુ છૂપી પોલિસના માણસો આંટા મારતા હશે, વગેરે ,વિચારોએ તેમને ચિંતામાં ડુબાડી દીધાં.

લેખાએ પોતાની ધરપકડની વાત બહુ રમુજી શૈલીમાં સંભળાવી. પોલિસ, હથિયારબંધ ચોકિયાતો, છૂપી પોલિસના માણસો વગેરે સાથે મળીને તેને પકડવા આનંદ ભવન ખાતે રાત્રે ૯ વાગે આવ્યા હતા. પણ બધી બહેનો આનંદપર્યટને ઉપડી ગઇ હતી એથી ઘરમાં કોઇ નહોતું. પોલિસે નોકરોને લેખા વિષે પૂછી જોયું, પણ તેમણે જણાવ્યું, કે તે બહાર ગઇ હતી. પોલિસપાર્ટી એથી ત્યાં રોકાઇ. અને લેખાનો ખંડ તપાસવાની માગણી કરી. નોકરોએ તેમ કરવાની છૂટ આપવાથી તેઓ એના ખંડમાં ફરી વળ્યા, પણ કાંઇ વાંધાભર્યું હાથ ન લાગવાથી ખાલી હાથે બહાર આવ્યા. તેઓએ લેખાની ખૂબ રાહ જોઇ હતી અને છેવટે કંટાળીને મોડી રાતે તેઓ પાછા ફર્યા. બીજે દિવસે સવારે આઠ વાગે આવીને તેમણે લેખાને ધરપકડનુ વૉરંટ દેખાડયું ત્યારે તે જમતી હતી. તેણે પોલિસને થોડી રાહ જોવા કહ્યુ અને પેટ ભરીને જમી. લેખાએ એમને બહુ ખોટી કરી મૂકયા; કારણ કે ભોજનમા એણે બહુ સમય લગાડયો હતો. વૉરંટ આવવાથી જોખમીને બદલે તેણે નિરાંત અનુભવી હતી.

લેખા એમની સાથે જેલમા આવ્યા પછી વિજયાલક્ષ્મીને આનંદ આવતો હતો. પણ વરસાદ એમ કેરો સૂકે એમ કર્યું

હતો ? તે દિવસે રાતે જ એ ધોધમાર વરસ્યો. અને મા–દિકરી પૂરેપૂરાં ભિંજાઈ ગયાં, પૂર્ણિમાના હાલ પણ એવા જ થયા. ચૂલામાં બાળવાનાં લાકડાં પણ ભીંજાઇ ગયાં હોવાથી રાંધવું કેવી રીતે એ પ્રશ્ન થઇ પડયો હતો. સવારના નવ વાગ્યા તોય દૂધનો હજુ સુધી પત્તો નહોતો; નહિતર કોઈ ઉપાયે ચા બનાવીને પી શકાત, દૂધ ન આવ્યું તો રેશન કયાંથી આવે એમ હતુ ? એક દિવસના વરસાદે સેન્ટ્રલ જેલના કારોબારમાં ભારોભાર અવ્યવસ્થા કરી મૂકી હતી વરસાદથી જો આટલી હાડમારી ઊભી થઇ તો જાપાન જો આ દેશ પર ચઢી આવે તો માણસોના શું હાલ થાય ? બર્મા પર જાપાન વિજય મેળવ્યા પછી વિજેતાઓએ ગાંડાઓને તેમની જેલમાંથી એક-સામટા છોડી મૂકયા ત્યારે મામલો કેવો થયો હશે ! વગેરે વિચારો વિજયાલક્ષ્મીને આવી ગયા.

* * *

સરકારે લોકક્રાંતિને દાબી દેવા પકડાપકડીનો સપાટો ચલાવ્યો હતો. નાની મોટી, જાણીતી, અજાણી બધી જાતની સ્ત્રીઓ પકડાઇને જેલમાં આવવા લાગી હતી. એક દિવસ બપોરે જબરદસ્ત શોરબકોર થવા લાગ્યો. ત્યાં તો મેટ્રને આવીને જાહેર કર્યું, કે શ્રીમતી ઇંદિરા નહેરૂ આવી પહોંચ્યાં છે. વિજયાલક્ષ્મી તેના તરફ જોઇ રહ્યાં. થોડી વારમાં ઇન્દુ બીજી પાંચ બહેનો સાથે બરાકમાં આવી. બીજીઓમાં રામકલી દેવી, મહાદેવી ચોબે, લક્ષ્મીબાઈ બાપટ, અને બીજી બે યુવાન છોકરીઓ વિદ્યાદેવી અને ગેંદિદી દેવીનો સમાવેશ થતો હતો.

તેમની ધરપકડના અહેવાલ પરથી વિજયાલક્ષ્મીને જાણવા મળ્યુ, કે તેઓએ એક સભા ભરવાનો વિચાર કર્યો હતો. પણ એ પગલું અમલમા મૂકે એ પહેલાં જ પોલિસ આવી પહોચી અને ઇન્દુ સહિત જે થોડી ઘણી મહિલાઓ ત્યાં એકઠી થઈ હતી તેમને પકડી લીધી અને તેમને જેલમા લાવવામા આવી. જવાહરના જમાઇ ફિરોઝ ગાધીની પણ પોલિસે ધરપકડ કરી હોવાના સમાચાર મળ્યા હતા. બરાકમાં એ ખબરથી સનસનાટી ફેલાઇ ગઇ હતી ઇન્દુએ પિતાજી જવાહરના કાઈ ખબર આપ્યા નહિ. બાપુના ખબર આપ્યા, પણ એ સારા નહોતા. રણજિત પંડિતના ખબર પણ તેની પાસેથી જાણવા મળ્યા, તેમની તબિયત સારી રહેતી ન હોવાથી મુબઇ છોડીને બીજે કયાય ગયા નહોતા. અમદાવાદ આવે એ પહેલા તેઓ ખાલીમાં દસેક દિવસ રોકાવાનો ઇરાદો રાખતા હતા. પોતાના પતિ રણજિતની તબિયતના ખબરોએ વિજયાલક્ષ્મીને ચિંતામા ગરકાવ કરી દીધા તેમની સભાળ રાખવાની કેટલીય જરૂર હતી, પણ સભાળ કોણ રાખે ? પોતે તો જેલમા હતા !

૧૯મી સપ્ટેમ્બરે અચાનક ખબર આવ્યા, કે રણજિત પંડિતની સરકારે આનદ ભવન ખાતેથી ધરપકડ કરી હતી. મુબઇથી આગલી રાતે નીકળી તેઓ જ્યા અલ્હાબાદ પહોચ્યા કે તરત જ પોલિસને એમની ગંધ આવી ગઈ અને તેમને પકડી લીધા.

એમના પતિની પ્રતિદિન લથડતી જતી તબિયતે એમને આ પહેલા પણ ઘણી વાર ચિંતામા મૂકી દીધાં હતા. નહેરુ-

ઓની સાથે તેઓએ પણ કોંગ્રેસની લડતમાં જ પલાવ્યું હોવાથી અનેક વાર તેમને પણ જેલની મહેમાનગીરી ચાખવા મળી હતી. પણ જેમ જેલે હિંદના અનેક મહાપુરુષોના ભોગ લીધા છે, અને તેમને જીવલેણ દર્દોમાં ભિખાવ્યા છે, તેમ રણજિત પંડિત વિષે પણ બન્યું હતું. જેલે તેમના શરીરને ભાંગી નાખ્યું હતું એથી ફરીવાર જ્યારે તેઓ આ વેળાયે પકડાયા ત્યારે વિજયલક્ષ્મીને એમના ભાંગેલા શરીર માટે ચિંતા સેવવાનું કારણ મળ્યું.

રણજિતની મનોહર છબી એમના માનસફલક પર આવીને ખડી થઈ. રણજિતને પ્રથમ વાર પરિચય કરાવનાર સ્વ મહાદેવ દેસાઈ પણ સાંભર્યા ગાંધીજીના એ રહસ્યમંત્રી દ્વારા તેઓ રણજિતના નિકટ સમાગમમાં આવ્યા આવી શકયા અને એ બન્નેના જોડાણ પાછળ મહાદેવ દેસાઈ સાથે ગાંધીજીનો હાથ પણ હતો

અત્યારના જેલના કુંઠિત સળિયાઓ વચ્ચે બેઠાબેઠા એમણે પોતાના પરિણિત જીવનના પાછલા વર્ષો પ્રત્યે દૃષ્ટિપાત કર્યો. સંસારમાં ઘણા ઊંચા નીચા ખાડા ટેકરા એમણે જોયા હતા. કેટલીક વાર એ માર્ગ કાંટાઓથી છવાયેલો જણાયો હતો. છતાં એમણે બન્નેએ હાથના અંકોડા ભીડીને એવા માર્ગો પણ વટાવ્યા હતા, એ જરાય અચકાયા નહોતા. શંકાશીલ બન્યા નહોતા કે પસ્તાયા નહોતાં. આજે પણ નવેમ્બરનો એ મંગલદિન એમને સાંભરી આવ્યો, જ્યારે રણજિત સાથે એમણે નૂતન

સંસારમાં પ્રવેશ કર્યો હતો. આજ એમનું અંતર એ દિવસ માટે ધન્યતા અનુભવી રહ્યું.

લેખા જેલમાં આવી છે, પણ એને જેલના વાતાવરણે ઘેરી હોય એમ લાગે છે. એને ગુમડાં થયાં હોવાથી રાત્રિઓ અશાંતિમાં વીતાવતી હતી. ઓછામાં પૂરો ગુમડાની પીડાથી તાવ પણ આવવો શરૂ થયો હતો. જેલમાં કોઇએ ખબર આપ્યા, કે ઈંદિરાના પતિ ફીરોજ ગાંધીને પણ એ જેલમાં જ લાવવામાં આવ્યા હતા. એમની સાથે મલાક્કાથીબીજા એકસો કેદીઓને પણ લાવવામાં આવ્યા હતા અને બધાને 'क' વર્ગમાં મૂકવામાં આવ્યા હતા. એ સમાચારે વિજયાલક્ષ્મીને અને ઈંદીરાને ચિંતામાં મૂકી દીધા. ઇંદિરાને પણ ધીમો તાવ આવવો શરૂ થયો હતો. જેલના સત્તાવાળાઓ એની નાજુક તબિયત જોઇ છોડી મૂકે તો સારૂં. એ માટે ભલામણ પણ કરવામાં આવી હતી. વિજયાલક્ષ્મીએ તાવના આ અણધાર્યા હુમલાઓને લીધે ધાર્યું કે ઋતુમા કંઇ ફેરફાર થયો હશે અને તેથી તેઓએ થોડાક અપવાસ ખેચી કાઢવાનો વિચાર કર્યો. પણ શરીરમાં નબળાઇ પણ ઘણી હતી એટલે એ વિચાર પડતો મૂકયો. શરદીએ બધા ઉપર એકી સાથે હુમલો કર્યો હતો, અને ખાસી, કફ, વગેરેનું જોર જામી ગયું હતું. અને ખરાક પણ એવી હતી કે ઠંડીમાં થીજી જાય અને ઉનાળામાં સળગતી ભઠ્ઠી જેવી લાગે.

એક દિવસે ડૉકટરે વિજ્યાલક્ષ્મીને અને ઇંદીરાને ખબર આપ્યા, કે લેખા અને તેમને 'અ' વર્ગમાં મૂકવામાં આવ્યાં હતાં. અને ભવિષ્યના હંમેશના રાશન માટે બાર આના મળશે, એમ

પણ જણાવ્યું. રણજિત અને ડૉ. કાત્જુને પણ પુરૂષોના વિભાગમાં એજ વર્ગમાં મૂકવા આવ્યા હતા. પણ તેમના કાંઈ સમાચાર ન હતા. કયા કારણસર આ વર્ગીકરણ કરવામાં આવ્યું અને બીજા કયા હક્કો અપાશે એ નક્કી કરી શકાય એમ નહોતું. ગમે તે રીતે વિજયાલક્ષ્મીને એ ઠીક ન લાગ્યું, અને વિગત જાણ્યા વિના વધારાના પૈસા તેઓ સ્વીકારી શકયાં નહિ. રણજિતે એક દિવસ થોડાંક ફૂલ અને કાપલીઓ એમને મોકલાવ્યાં હતાં. ગયે વર્ષે તેમણે ખરાકમાં વાવેલો બાગ વધતો જતો હતો. તેની તો આ પ્રસાદી હતી. છેલ્લી મુલાકાત વખતે પણ તેમણે વિજયાલક્ષ્મીને એક સુંદર ફૂલનો ગુચ્છો આપેલ હતો.

ગઈ રાત આનંદથી પસાર થઈ. મેટ્રને આજે આવીને કહ્યું કે લેખા અને વિજયાલક્ષ્મી રણજિતની મુલાકાત લઈ શકશે. એ સમાચારથી એમણે રોમાંચ અનુભવ્યો. મુંબઈ છોડતાં પહેલાં એમણે મુલાકાતની માગણી કરેલી, જે મંજૂર રાખવામાં આવી હતી. સરકારના હાજીહા કરનારાઓએ કાંઈક નમતું આપ્યું હોય એમ લાગતું હતું. છતાં રણજિતને મળી શકાશે એ વિચારે માદિકરીને સાંત્વન આપ્યું હતું.

રણજિતને બરાકની બીજી બાજુએ આવેલા પુરુષોના વિભાગમાં રાખવામાં આવ્યા હતા. એથી એમણે વિજયાલક્ષ્મીને થોડાંક પુસ્તકો વાંચવા મોકલાવ્યાં. હતા તો બાજુમાં જ છતાં કેટલા દૂર લાગતા હતા! મિલનની ઉત્કંઠા જાગતી હતી, પણ મળી શકાતું નહોતું.

જેલજીવનનું મોટામાં મોટું એક જ દુ:ખ ગણાવી શકાય. અહીં એવા માણસોના સંગાથમાં રહેવું પડે છે કે જેમની સાથે વાતચીત કરવીજ ન ગમે. લોકોનું ટોળું એ કંઈ સોબત નથી. અને જુદા જુદા ચહેરાઓ પ્રદર્શનમાંનાં ચિત્રો જેવા લાગે છે, તેમજ સ્નેહ વગરની વાતચીત જાણે કચકચાટ જેવી લાગે છે. તેથી રણજિત સાથે ભલે થોડીક વારની મુલાકાત ગોઠવાતી પણ એથી જીવનમા પ્રફુલ્લતા પથરાઈ જતી.

હંમેશ મુજબ સુપ્રિન્ટેન્ડન્ટ લટાર મારવા આવ્યા ત્યારે ફરીવાર વિજયાલક્ષ્મીએ પેલી મુલાકાત અંગેની ચોખવટ માંગી. આખરે તેણે જણાવ્યું કે પખવાડીઆમાં એક વખત નિયમિત રીતે તેમને અને લેખાને રણજિતની મુલાકાત લેવાની પરવાનગી આપવામા આવશે

થોડા દિવસ પછી લેખા અને વિજયાલક્ષ્મી એક સવારે જ્યારે ચા પી રહ્યા હતા ત્યારે મેટ્રને આવીને તેમને કહ્યુ કે તે દિવસે તેઓ રણજિતની મુલાકાત લઈ શકે એમ હતા અને ઇંદિરાને પણ એના પતિ ફીરોઝ ગાંધીની મુલાકાત લેવાની પરવાનગી મળી હતી સમય સાડાનવનો મુકરર કરવામા આવ્યો હતો. લેખા આનંદથી નાચી રહી હતી, પણ વિજયાલક્ષ્મીને લોકોના જમેલા વચ્ચે પતિનું મળવુ ગમ્યું નહિ. એમણે કંઈ-કંઇ વિચારો ગોઠવી રાખ્યા હતા, કંઇક વાતો કહી નાખવી હતી, પણ જે વાતાવરણમા અને જે સમયમા મુલાકાત ગોઠવાતી એ જોતાંયે બધુંય ભૂલી જવાનું હતું.

જેલમા ઉત્સવો, નાટકો, વગેરે બધું થાય છે. તહેવારો

પણ ઉજવાય છે. વિજયાલક્ષ્મીએ દશેરાનો તહેવાર ત્યાં ઉજવ્યો. બાજુની બરાકની કેદીસ્ત્રીઓને એમણે જમવાનું નિમંત્રણ આપ્યું હતું. ખૂબ આનંદ આવ્યો. અને તેમાંય તેઓને જમણમાં થોડું થોડું દહીં પીરસાયું ત્યારે તો તેમના આનંદનો પાર ન રહ્યો. ભોજન પછી કેદીસ્ત્રીઓએ મેટ્રનને અરજ કરી કે એમને દશેરા ઉત્સવ ઉજવવા દેવાની છૂટ આપવામાં આવે. મેટ્રનની પરવાનગી મળી અને પછી ગીતો અને નૃત્યોની રમઝટ બોલવા લાગી; જો કે કેટલાંક નૃત્યો તો સાવ વાહિયાત જેવાં લાગતાં હતાં, છતાં એ નૈસર્ગિક હોવાથી આકર્ષણ જરૂર ઊભું કરતાં હતાં. કેટલીક છોકરીઓનો સ્વર ખરેખર મધુર હતો.

પણ પખવાડિયું વીતી ગયું હતું. અને રણજિત સાથેની મુલાકાતનો દિવસ નજીક આવી ગયો હતો. મુલાકાતનો વખત જેલ અધિકારીઓએ સવારના નવનો ગોઠવ્યો હતો. છતાં એમણે બેદરકારીથી રણજિતને સાડાઆઠ વાગ્યા સુધી એ વિષેના કાંઈ ખબર જ આપ્યા નહિ. ખબર મોડા મોડા એમને પહોંચાડયા એથી રણજિતે કહેવડાવી મોકલ્યું કે દસ વાગ્યા પહેલાં એ મુલાકાત માટે ઓફિસમાં આવી શકે એમ નહોતા. લગભગ સવાનવ વાગે વિજયાલક્ષ્મીની સૌથી નાની પુત્રી રીતા માતાજીને મળવા આવી અને ઓફિસમાં રાહ જોઈને બેઠી હતી એવા એમને કોઈએ ખબર આપ્યા. ઘરમાં કોઈ ખાસ બનાવ બન્યો હશે અને તે માટે માતાજીની સલાહની ખાસ જરૂરત હશે, એથી જ એ અચાનક આમ આવી હતી. દરવાજા પાસેથી એનું મોઢું જોઈ શકાશે એવી વિજયાલક્ષ્મીની ધારણા

હતી. એમને ખબર નહોતી કે એને મળવા માટે ખાસ પરવાનગી મેળવવાની જરૂર હતી. એથી તેઓ સુપ્રિંટેન્ડન્ટને મળ્યા અને રીતાને મળવાની પરવાનગી આપવા જણાવ્યું. એ કાંઇ પણ ન બોલ્યો. રજા માટે જીલ્લા મેજીસ્ટ્રેટને ફોન કરીને પૂછાવી જોવા એણે સલાહ આપી અને એ ચાલ્યો ગયો. એનો અર્થ સ્પષ્ટ હતોઃ રીતાને મળી શકાય એમ નહોતું.

જેલના આ કંટાળાભરેલા ધ્યેયહીન દિવસોએ શ્રીમતી વિજયાલક્ષ્મીને આળસુ બનાવી દીધાં હતાં. રણજિત સાથેની મુલાકાતમાથી એમને જાણવા મળ્યું હતું કે જેલના અધિકારીઓ લેખાને છોડી મૂકવાના વિચાર પર આવ્યા હતા. તેની સામે કોઈ ખાસ વાધાભરેલા પુરાવાઓ નહોતા. એ વાત જો સાચી હોય તો તારા અને રીતા માટે એ સુખનો વિષય હતો. લેખા તેઓની સંગાથમાં હોય તો બધાને કેટલી નિરાત વળે ?

* * *

તેઓએ લેખા સાથે ખૂબ વાચન કરવા માડયું હતું. પ્લેટોને વાચી રહ્યા પછી હિંદી અને સંસ્કૃત પુસ્તકો પણ ઠીક પ્રમાણમાં વાંચી નાખ્યાં. આટલાં વર્ષોમા આ પહેલી જ વાર માદિકરીએ સાથે બેસીને આટલું વાચ્યું હશે. વિધિના યોગે તેમને બન્નેને જેલમા ભેગાં કરી દીધા હતાં એ સારૂં કર્યું હતું. એથી તેઓ એકબીજાની ખૂબ નિકટ આવી શકયા હતા. આ દુનિયામાં વિચિત્ર બનાવોનો કયાં તોટો છે ?

એક સવારે સુપ્રિન્ટેન્ડન્ટે આવીને ખબર આપ્યા કે ગઇ

રાતે જ રણજિતને બીજા થોડા રાજકીય કેદીઓ સાથે બરેલીની જેલમાં ખસેડવામાં આવ્યા હતા. હવે કાંઇ ઉપાય નહોતો. વિધિએ જે નિમાર્ણ કર્યું હતું એમ જ થયું. વિજયાલક્ષ્મી એ સમાચારથી મુંઝવાઇ ગયાં. રણજિત માટે ત્યાંનું વાતાવરણ સારૂં નહોતું; કારણ કે એમનું શરીર એક તો સારૂં નહોતું અને બીજું ત્યાંનુ ગુંગળાવનારૂં જીવન એમના મન પર બહુ અસર કરતું હતું.

બરેલી જેલમાં એમની બદલી કરવામાં આવી, પણ ત્યાંથી એમનો કોઇ પત્ર નહોતો. વિજયાલક્ષ્મીને એથી ચિંતા થયા કરતી હતી. બેમાંથી એક વસ્તુ જરૂર બની હશેઃ કાં તો જેલના સત્તાવાળાઓએ તેમને પત્ર લખવાની છુટ નહિ આપી હોય, અને કાં તો પોતે એમને લખેલો પત્ર તેમને મળ્યો જ નહિ હોય. આખા પ્રાંતમાં રાજદ્વારી કેદીઓ સાથે જે વર્તાવ થઇ રહ્યો હતો એના ખબર બહુ ચોંકાવનારા હતા. કેદીઓને હેરાન પરેશાન કરવામા, તેમને કોઇપણ રીતે માનસિક કે શારીરિક દુઃખ દેવામા જેલના અધિકારીઓ એક પ્રકારે પોતાની ફરજ સમજતા હોય એમ લાગતું હતું. કોંગ્રેસની ચળવળ કચરી નાખવા, તેનું અસ્તિત્વ મિટાવી દેવા તેમણે વિચારપૂર્વકનાં પગલાં લીધા હતા.

જાણવા મળે છે કે શ્રીમતી વિજ્યાલક્ષ્મી એ બધી ચિંતાને લીધે ખૂબ બિમાર પડી ગયાં. એથી જેલનાં સત્તાવાળાઓએ એમને થોડા દિવસ પેરોલ પર છોડ્યાં હતાં. લેખાને પણ મુક્તિ આપવામાં આવી હતી. આ સંજોગોનો લાભ લઇ એમણે લેખા

અને તારાને ઉચ્ચતર અભ્યાસ માટે અમેરિકા મોકલવાનું નક્કી કર્યું. રણજિતે પણ પત્ર દ્વારા પત્નીના એ વિચારને ટેકો આપ્યો. લેખા અને તારા માટે પાસપોર્ટની વ્યવસ્થા કરવામાં આવી અને અંતે તેઓને અમેરિકા રવાના કરવામાં આવ્યાં.

પેરોલની મુદ્દત પુરી થતાં ફરીવાર તઓ જેલમાં ગયાં. પણ આ વખતે લાંબી મુદ્દત માટે નહિ. એમનું શરીર ફરીવાર બગડયું. પથારીમાંથી તેઓ ઉભા થઈ શકતા નહોતા. ડોકટરોની દવાના ડોઝ પીને તેઓ કંટાળી ગયાં હતાં. અંતે તેમને નાદુરસ્ત તબિયતને કારણે જેલમાંથી મુક્ત કરવામાં આવ્યાં. એમના પતિ રણજિત પંડિતને પણ બરેલીની જેલે ફરીવાર રોગગ્રસ્ત કરી નાખ્યા. એમની શ્વાસોચ્છ્વાસની ક્રિયાને ભારે અસર પહોંચી હતી. એથી શરીર ભાંગી ગયું હતું. જેલમાંથી તેઓ છૂટયા, પણ ટૂંક સમયમાં જ બિમારીને લીધે એમનો દેહ પડી ગયો.

# અમેરિકામાં

જેલની દિવાલો વચ્ચે ધબકતાં નારીહૃદયનાં મનોમંથનો, ઉરની વ્યથાઓ વગેરેમાંથી જે સંવેદનો જન્મ્યાં છે એનો ચિતાર આપણા હૈયાને જગાડી જાય છે, છતાં જેલને વિજયાલક્ષ્મીએ પોતાનું બીજું ઘર જ માની લીધું હતું. તેમને લાગ્યું હતું કે આઝાદીનો ઉન્નત પ્રાણ જેલની દિવાલો વચ્ચે જ નવલ ઉત્થાનનું સ્વપ્ન પામે છે. લેનીને રશિયાની મુક્તિ સાધવાના મનોરથો કારાગારની કઠણ ભીંતો વચ્ચે બેસીનેજ ઘડ્યા હતા. એક પંખીની જેમ તેમણે આનંદભવન અને નૈનીજેલ વચ્ચે ઉડ્યાજ કર્યું છે. ઉડ્ડયન વેળાયે તેમણે વર્ષા કે ગ્રીષ્મ, શિશિર કે પાનખર, કોઇપણ ઋતુનો ખ્યાલ કર્યો નથી. તેમને પકડવા પોલિસને કયારેક દોડધામ કરવી પડી નથી કે જાળ બિછાવવી પડી નથી; વોરંટ આવતાજ સસ્મિત વધાવી લીધુ છે અને બધું છોડીને તરતજ જેલનો રસ્તો પકડ્યો છે. ગાંધીજીના બધા અનુયાયીઓને આ જાતનું શિક્ષણ મળેલ છે. આઝાદીના વીરો માટે બ્રિટિશ જેલ હવે દોઝખખાનુ નથી રહ્યુ એ તો મુક્તિનું સુવર્ણમંદિર બન્યું છે. તેનો અર્થ એ નથી, કે બ્રિટિશ જેલમાં હવે યાતનાઓ જેવું કઇ રહ્યું નથી, અને કેદીઓ માટે બધી સુખસગવડો અપાય છે. પણ રાષ્ટ્રમુક્તિના વાંચ્છુએ એ તે યાતનાઓની કયારેય પરવા નથી કરી.

૧૯૪૩ માં વિજયાલક્ષ્મીને માંદગીને લીધે ટૂંક મુદત માટે છૂટાં કરવામાં આવ્યાં ત્યારે લેખાને પણ છોડી મૂકવામાં આવી. માતાએ પુત્રી સાથે થોડીક મંત્રણાઓ કરી અને તેને વેલેસ્લી કૉલેજમાં દાખલ થવા દબાણ કર્યું, પણ લેખાને હિંદ છોડવું ગમતું ન હતું. તેણે એ માટે દલીલો પણ કરી. પણ વિજયાલક્ષ્મી અને રણજિત પંડિતની એવી મક્કમ ઇચ્છા હતી કે છોકરીઓ સ્વતંત્ર દેશમાં જઇ સ્વતંત્ર શિક્ષણ લ્યે તો સારૂં.

વિજયાલક્ષ્મી એક ઠેકાણે એ વિષે જણાવતાં લખે છે, કે 'મેં લેખાને ખૂબ સમજાવી અને કહ્યુ કે થોડાં વર્ષના અમેરિકાના વસવસાટ અને શિક્ષણ પછી એ હિંદની યોગ્ય સેવા કરી શકશે, ત્યાંના લોકોના પરિચયમા આવવાથી વર્તમાન પરિસ્થિતિનો તુલનાત્મક અભ્યાસ કરવાનો મોકો મળશે.'

હતો, બેઉ પુત્રીઓ માટે પાસપોર્ટની વ્યવસ્થા કરવાની હતી. આખરે એમણે સ્ટીમર પકડવા માટે પુત્રીઓને મુંબઈ રવાના કરી. અને પોતે ફરીવાર જેલનો માર્ગ પકડયો. પુત્રીઓથી વિખૂટા પડતી વખતે બધાને બહુ દુઃખ લાગ્યું. આંખોમાં આંસુ ઉભરાઇ આવ્યાં. ટ્રેન સ્ટેશનમાં આવી ત્યાંસુધી તેઓએ બીજા વિષયો પર વાર્તાલાપ ચાલુ રાખ્યો પુત્રીઓએ કહ્યુઃ "અમે જ્યાં હોઈશું ત્યાં રાષ્ટ્રધ્વજ ઊડતો રાખીશું મમી. ચિંતા ન કરતાં."

"મને ખાતરી છે" વિજયાલક્ષ્મીએ સ્મિત ફરકાવતાં કહ્યું "એમને અમેરિકા મોકલવામાં આપણે કાંઇ ભૂલ નથી કરી. તેમને ત્યાં વિકાસના ઘણા મોકાઓ મળશે અને જીવનનો મર્મ તેઓ સમજતી થશે." સાથેની એક બેનપણીને ટકોર કરતાં એમણે છેલ્લા શબ્દો ઉચ્ચાર્યા.

વિમાસણમાં વિજયાલક્ષ્મી પડી ગયાં. ત્યારે એ પોતાની લાગણીઓનું માપ કાઢી શકયાં નહિ. એમની પ્રબળ ઇચ્છા હતી કે છોકરીઓ અમેરિકા જાય તો સારું. એ એમના ભાવિ જીવન માટે યશરૂપ નીવડે એમ હતું. અને છતાં તેમનો હિંદમાંથી વિદાય થવાનો વખત નજીક આવ્યો તેમ તેમ તેમનું હૈયું ચિંતાથી ભારે ભારે લાગવા માંડયું. દરેક માતાની જેમ એ પણ માતા હતી. બે અભિલાષાઓ વચ્ચે એમનું અંતર ખેંચાવા લાગ્યું. તેઓ દૃષ્ટિની સમીપમાં રહે તો ઠીક એમ લાગ્યું. પણ ઉજ્જવલ ભાવિ તો દૂર દૂર પડયું હતું. જીવનમાં આવી મુશ્કેલીઓ આવ્યે જ જાય છે. એક વાર વિચારોને વહેતા મૂકીને પાછા વાળી લેવા એ ઠીક નથી અને ખુશીની વાત તો એ હતી કે રણજિતની આ કાર્યમાં પૂરેપુરી સંમતિ હતી.

બન્ને બહેનો લેખા અને તારાએ ૧૫ મી મે ૧૯૪૩ ના દિવસે હિંદનો કિનારો છોડયો. તેમના પ્રયાણના ખબરે માતાને વિહ્વળ બનાવી મૂકી. દિવસો સુધી તેઓ ચિંતાના ભાર નીચે દબાઇ ગયાં. જુનના પ્રથમ અઠવાડિયામાં બન્ને બહેનો મેલબોર્ન આવી પહોંચી. અમેરિકા હવે હાથવેંતમાં જ હતું. જર્મનીની સબમરીનો યુરોપના દરિયાને ખુંદી રહી હતી, એથી એનાથી દૂર રહેવા તેમણે લાંબો માર્ગ લીધો હતો. વિજયાલક્ષ્મીને પણ એ વાતની ખબર હતી. એથી અંતર વ્યથાથી ઉભરાઇ જતું હતું. નૈની જેલમાં તેઓ બેઠાં હતાં, પણ હૈયું તો પુત્રીઓ પાસે જ મૂકી આવ્યાં હતાં. એ પછી તેઓ જેલમાથી છૂટયાં અને તરત જ અમેરિકા ઉપડી ગયાં.

* * *

એ સમય ૧૯૪૪ નો નવેમ્બર માસ હતો. બરાબર એક વર્ષ પછી તેઓ પુત્રીઓને મળવા અમેરિકા ગયાં. ત્યારે શિશિર બેસી ગઈ હતી અને ઠંડો પવન સુસવાટા કરતો હતો. તેઓ ન્યુયોર્ક પહોચ્યા કે તરત જ બ્રિટનના એજન્ટ મિ. બાજપાઈ જેઓ ત્યાં બ્રિટનના ચોકીદાર તરીકે બેઠા હતા, તેમણે અમેરિકામાં વિજયાલક્ષ્મી વિરુદ્ધ પ્રચાર માંડી દીધો.

હિંદમાં વિજયાલક્ષ્મીએ બ્રિટિશ સિંહોનો સામનો વર્ષો થયાં કર્યો હતો. અહીં અમેરિકામાં બ્રિટને છુટી મૂકી દીધેલી જગલી બતકોની સામે થવાનું હતું. એ બતકો જોરશોરથી અવાજ કરીને વાતાવરણ બગાડતી હતી, પણ વિજયાલક્ષ્મીએ સપાટો લગાવી એમના મોઢા બંધ કરી દીધાં.

સુવિખ્યાત હિંદી પત્રકાર મિ. ચમનલાલ જેઓ તાજેતરમાં અમેરિકાથી હિંદ આવ્યા હતા અને જેમને સરકારે પંદર દિવસ કરાંચીમાં અટકાયત હેઠળ મૂકયા હતા, તેમણે અમેરિકામાં હિંદ વિરુદ્ધ પદ્ધતિસરનો જે બ્રિટિશ પ્રચાર થઈ રહ્યો હતો તેને લગતો યોગ્ય પ્રકાશ પાડયો.

૧૯૪૪ના નવેમ્બર માસમાં પોતાની પુત્રીઓને મળવાની ઉત્કંઠાથી પ્રેરાઇને શ્રીમતી વિજયાલક્ષ્મીએ અમેરિકાની ભૂમિ પર પગ મૂકયો. અમેરિકા જવાનું એક બીજું પણ કારણ હતું. અમેરિકામાં હિંદ વિરુદ્ધ જે ગંદો અને જુઠ્ઠાણાભર્યો પ્રચાર થઈ રહ્યો હતો તે સામે તેમને અમેરિકન લોકમત કેળવવો હતો, અને અમેરિકનોને હિંદ વિષેની સાચી વસ્તુસ્થિતિથી માહિતગાર કરવા હતા

બ્રિટિશ એજન્ટોએ અને પ્રચારકોએ અમેરિકાના લોકોને હિંદ વિષે એવું સમજાવ્યા હતા કે હિંદ જાદુગરોનો, જ્યોતિષીઓનો અને શઠ લોકોનો દેશ છે. ત્યાંના ગામડીઆઓ લગભગ નગ્ન જેવી હાલતમાં ઝાડ પર ઘર બાંધીને રહે છે. બ્રિટિશ સામ્રાજ્યના કેટલાક ખાંધીઆઓએ વળી એમ પણ ફેલાવ્યું હતું કે, હિંદ બે કોમમાં વહેંચાયેલું છે અને બ્રિટિશ એ બન્ને કોમોને એક બીજાની નજીક લાવવા પ્રમાણિક પ્રયાસો કરી રહેલ છે. બ્રિટિશ સરકાર જો એ કોમી બળો પર અંકુશ ન રાખે તો હિંદમાં ઝંઝાવત અને અવ્યવસ્થા ફેલાઇ જાય. એ અરાજકતા વિશ્વસુલેહને ભયમાં મૂકી દે. તેમનો પ્રચાર હદ ઓળંગી જાય તેમ છે. તેઓએ એમ પણ કહેલું કે મહાત્મા ગાંધી અને કોંગ્રેસ જાપાનના એજન્ટો છે. કોંગ્રેસ તો ફાસીસ્ટ સંસ્થા છે, અને તેના પર એકલા મૂડીવાદીઓનું વર્ચસ્વ છે. તેઓ બ્રિટિશને હિંદ છોડી જવા કહે છે. જો તેમ થાય તો આ મૂડીવાદીઓ હિંદમાં હિંદુરાજની સ્થાપના કરે અને બાકીના લોકોનાં જીવન ભયમાં લાવી મૂકે તેમ છે.

૧૯૪૨ ની લોકક્રાંતિના સમયમાં રાજકીય મતભેદોએ વાતાવરણને કલુષિત કરી નાખ્યું હતું. કોંગ્રેસના નેતાઓ જેલના સળિયા પાછળ પુરાયા હતા, વસ્તુઓના ભાવ ઊંચે ચડતા જતા હતા. કાળા બજારોએ ધૂમ મચાવી હતી, અને હિંદના લાખ્ખો લોકો સામે ભૂખમરો ઘૂરકી રહ્યો હતો.

વિશ્વમાં લોકશાહી, ન્યાય અને આઝાદીના સિદ્ધાંતોની સ્થાપના કરવા માટે સંયુક્ત રાષ્ટ્રોએ નાઝીઝમ અને ફાસી-

ઝમના સામે યુદ્ધ કર્યું હતુ. તેઓએ જગતને નાઝીઝમના બધનોમાથી મુક્ત કર્યું એથી તેઓ વિશ્વમા કાયમી શાંતિ સ્થાપવા માટે એક ખતપત્ર ઘડવા સારૂ અમેરિકાના સાન્ફ્રા-ન્સીસ્કો શહેરમા એકઠા થયા હિંદના વાયસરોયે આ સાન્ફ્રા-ન્સીસ્કો પરિષદમા હિંદમાથી ત્રણ પ્રતિનિધિઓ મોકલવાનુ નક્કી કર્યું, જેમના નામો : સર ફીરોઝખાન નૂન, સર મુદાલિયાર અને સર ક્રિષ્ણમાચારી હતા એ ત્રણે બ્રિટિશ સરકારના 'હાજીહા ' કરનારા હતા વાઇસરોયે પ્રતિનિધિઓની કરેલી આ ચૂંટણી બિનલોકશાહી પધ્ધતિએ થએલી હતી. અને તેઓને એક એવી પરિષદમા મોકલવામા આવનારા હતા, કે જ્યા વિશ્વમા લોકશાહીની સ્થાપનાનુ ખતપત્ર ઘડવામા આવનાર હતું અને સરકારના આ પ્યાદીઆઓ પણ તાજ પ્રત્યેની પોતાની વફાદારી દેખાડવા એટલા જ ઉત્સુક હતા એમ તેઓના ચહેરા પરથી જોઇ શકાતું હતુ એથી અમેરિકા પહોચવા પહેલા સર ફીરોઝખાન નૂને ઇંગ્લાંડમા એક જાહેર સભામા જણાવ્યુ હતુ કે, ' હિંદ સ્વતંત્ર દેશ છે એને તો ક્યારનુંય સાસ્થાનિક સ્વરાજ્ય આપી દેવામા આવ્યુ છે. " ત્યાની શાહી સરકારે જ્યારે એ સાભળ્યુ ત્યારે એ પોતે ચમકી ગઇ પણ તેણે મન વાળી લીધુ કે વાઇસરોયની કારોબારીના હિંદી સભ્યો જે નીતિ દેશને લાભકર્તા હશે એ નીતિ જ અખત્યાર કરતા હશે વાઇસરોય પણ કારોબારી કાઉંસિલના રોજબરોજના કાર્યક્રમમા માથુ મારતા નહોતા, તો શાહી સરકારે શા માટે કાઇ બોલવુ જોઇએ ? પણ સર ફીરોઝ નૂનના આ જુઠાણાને

ચારેકોરથી વખોડી કાઢવામાં આવ્યું, તેમ જ હિંદના શિક્ષિત વર્ગોમાં તો એ ઉપહાસને પાત્ર બન્યું.

સાન્ફ્રાન્સિસ્કો પરિષદની બેઠક દરમ્યાન સર ક્રિષ્ણમાચારી તેમજ ફીરોઝખાન નૂને અમેરિકામાં મી. જે. જે. સિંઘને પણ મુલાકાત આપી. તેમણે હિંદી લોકમતને જુદો પાડવા પ્રયત્નો કરી જોયા. તેમાં તેઓનો આશય હિંદ માટે સલામતી કાઉન્સિલમાં બેઠક મેળવી લેવાનો હતો. આમ બને તો બ્રિટનને એક વધુ બેઠક મળી જાય તેમ તેઓ સમજતા હતા. હિંદની આઝાદીના પ્રશ્નને આગળ કરવાની તેમને કાંઇ પડી નહોતી.

સર રામસ્વામીએ કહ્યુ: "અમે તો હિંદી સરકારને જવાબદાર છીએ; શાહી સરકારને નહિ." આનો અર્થ સમજાતો નથી. તેઓ હિંદ સરકારના પ્રતિનિધિ હતા કે શાહી સરકારના પ્રતિનિધિ હતા એમાં તફાવત શું હતો? બ્રિટન અને હિંદ વચ્ચે કાંઇ ફેર છે?

પણ એક વસ્તુ સ્પષ્ટ થતી હતી કે તેઓ હિંદના પ્રતિનિધિ તો નહોતા જ.

આવા ઢીંગલાઓ સાન્ફ્રાન્સિસ્કો પરિષદમાં હિંદનું પ્રતિનિધિત્વ સાચવવા ગયા હતા. પણ પરિષદમાં તેઓનું કઇ વળે એમ તો તેઓને પણ લાગતું નહોતું. તેઓ હિંદનું ભલુ કરવા ત્યાં ગયા જ નહોતા. હિંદ માટે એક જ આશાની મૂર્તિ શ્રીમતી વિજયાલક્ષ્મી હતાં. તેઓની હાજરી એ વખતે ત્યાં હતી એ જ સંતોષનો વિષય હતો. તેમણે સંયુક્ત રાષ્ટ્રોની

સલામતી કાઉન્સિલ સમક્ષ હિંદનો પ્રશ્ન એક સુંદર યાદીના રૂપમાં રજૂ કરવાનો નિર્ણય કર્યો હતો. બધી આંખો તેમના તરફ મીટ માંડીને બેઠી હતી. અને હિંદની જનતા આશ્ચર્ય-મુગ્ધ દૃષ્ટિએ તેમના ત્યાંના કાર્યને જોઇ રહી હતી.

૧૯૪૫ના એપ્રિલ માસની આખરમા તેઓ સાન્ફ્રાન્સિસ્કો પહોંચી ગયાં. દક્ષિણ હિંદના એક આગેવાન અંગ્રેજી રાષ્ટ્રીય પત્રે એ વખતે તેની તંત્રીનોંધમાં લખ્યું: "હવે તો શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત સાન્ફ્રાન્સિસ્કોમાં હાજર થયા છે. એથી હિંદી પ્રતિનિધિમંડળને રાતે ઉંઘ નહિ આવતી હોય."

એમણે જ્યારે સાન્ફ્રાન્સિસ્કોની ભૂમિ પર પગ મૂક્યો ત્યારે ડૉકટર અનુપ સિંઘ, મિ. જે. એન. શર્મા અને બીજા કેટલાક પુરુષો અને હિંદી મહિલાઓ જેઓ ત્યાં એ વખતે હાજર હતાં એ બધા તેમના દેશબાંધવોએ એમનો ભાવભીનો સત્કાર કર્યો.

સાન્ફ્રાન્સિસ્કોમાં આવતાં વેંત તેમણે એક અખબારમાં જાહેર કર્યું: "અમેરિકાની પ્રજાને મારે સાફ સાફ જણાવી દેવું જોઇએ કે પરિષદમાં આવેલા હિંદી પ્રતિનિધિઓમાં હિંદનું પ્રતિનિધિત્વ ધરાવવાની જરા પણ લાયકાત નથી. હિંદના કોઈ પણ જવાબદાર પક્ષનો કે જૂથનો કોઈ આદર્શ કે કોઇ પણ ધ્યેય લઇને તેઓ અહિંયાં હાજર થયા નથી. પણ માત્ર બ્રિટિશ સરકાર તરફથી નિમાઇને આવ્યા છે. એથી તેઓ કાંઈ બોલે અથવા તેમનો મત પ્રદર્શિત કરે તેને હિંદ સાથે કાંઈ લાગતું વળગતું નથી."

જ્યારે શ્રીમતી પંડિતે અખબાર પરિષદ બોલાવી ત્યારે ખુરશીદ અહમદ ખાન નામનો એક સ્ટીનોગ્રાફર જે કદાચ પ્રતિનિધિ મંડળનો અને ખાસ કરીને નૂનનો માણસ હશે, તે ત્યાં ઘૂસી આવ્યો અને શ્રીમતી પંડિતને અર્થ વગરના પ્રશ્નો પૂછી અખબાર પરિષદમાં અંતરાય નાખવા લાગ્યો.

એ વખતે અમેરિકાના એસોસીએટેડ પ્રેસના પ્રતિનિધિ મિ. પેસબોમે તાર સંદેશામાં જણાવ્યું: "હિંદી પ્રતિનિધિ મંડળનો કોઈ સ્ટેનોગ્રાફર જેનું નામ ખુરશીદ અહમદખાન છે, તેણે શ્રીમતી પંડિતની અખબાર પરિષદમાં ગઇ કાલે ભંગાણુ પાડવાની પ્રવૃત્તિ કરી હતી. આ માણસને હું આજ સવારે મળ્યો. અને આ જાતની પ્રવૃત્તિનું કારણ પૂછ્યું, પણ એણે જવાબ ન આપ્યો. તેણે કહ્યું "હું એક પણ પ્રશ્નનો જવાબ આપી શકું તેમ નથી. અમે કોઇ અખબારને મુલાકાત આપવા બંધાયેલ નથી." ત્યારે મેં એને પૂછ્યું, કે "ત્યારે શાહી સેક્રેટેરીએટના સનંદી નોકરો અખબાર પરિષદોમાં દેખાવો શા માટે કરે છે?" એ મારા તરફ જોઇ રહ્યો, પણ અક્ષરે બોલ્યો નહિ. આ પછી હું પ્રતિનિધિ મંડળના અન્ય સભ્યોને અને તેમના રહસ્યમંત્રીઓને પણ મળ્યો હતો. તેઓ બધા વિનયી અને આનંદી લાગ્યા. પણ બિચારો ખુરશીદ તો ડઘાઇ ગયો હતો. તેના મોઢા ઉપરથી તેજ ઊડી ગયેલું લાગ્યું.

માત્ર એક સનંદી નોકર અને તેમાંય એક સામાન્ય સ્ટીનોગ્રાફર વિશ્વની અખબાર પરિષદ સમક્ષ ઊભો થઇને વિજયાલક્ષ્મીને અર્થ વગરના પ્રશ્નો પૂછવાની હિંમત કરે એ

હિંદમાં કોઇ માની શકે જ નહિ. જરૂર, એને કોઇએ ચડાવીને ત્યાં મોકલ્યો હશે. ત્રણે હિંદી પ્રતિનિધિઓમાંથી આ માણસને કોણે પઢાવીને મોકલ્યો હશે એ પણ એક સવાલ છે. સર રામસ્વામી મુદાલીઆર તો એવું કામ કરતાં જરૂર આંચકો ખાય. સર ક્રિષ્ણમાચારી પણ આવા મેલા કાર્યમાં હાથ ન નાખે. હવે માત્ર એક સર ફીરોઝખાન નૂન રહે છે. અને તેઓજ એ માટે જવાબદાર હોય એવા પુરાવા મળે છે.

એમણે એક વખત કહેલું કે "અમારા જેવા પ્રચારકો શાંત રહે ત્યાંસુધી સારૂં છે; અમને છંછેડવામાં માલ નથી."

"મારે કહેવું જોઇએ કે ખુરશીદખાનનો બહુ અવળો ઉપયોગ કરવામાં આવ્યો હતો. જો તેનો ઉસ્તાદ ચાલાક હોત તો તેણે તેને કહ્યું હોત કે તારે એકીસાથે એક જ પ્રશ્ન પરિષદમાં પૂછવો. એથી તેની ભાગફોડ વૃત્તિ પ્રકાશમાં ન આવી જાત. તે જરૂર શાંત રહીને ધીરે ધીરે એક પછી એક પ્રશ્ન પૂછતો રહ્યો હોત તો બીજા અખબારનવેશોની નજરમાં એની હલકાઈ તરી આવત નહિ. પણ આમ તો એ ખુલ્લો પડી ગયો. અને તેમાં ય જ્યારે અખબારનવેશોને જાણ થઇ કે એ કોઇ પત્રકાર નહોતો ત્યારે તો તેઓ ખૂબ ચિડાયા. તેના ઉસ્તાદને એમ લાગ્યું હશે કે આ બનાવ સાથે હિંદી પ્રતિનિધિમંડળ સંકળાયેલું છે, એ વાત અંધારામાં રહી જશે. મારે જણાવવું જોઇએ, કે તેના ઉસ્તાદને અમેરિકન પત્રકારોની કાંઇ ખબર જ નહોતી. તેઓએ તરત જ ખુરશીદખાનને ઓળખી લીધો. અને તેઓ એ ભેદ પણ પામી ગયા કે તે પ્રતિનિધિ મંડળનો માણસ હતો.

જ્યારે તેના ઉસ્તાદે જાણ્યું હશે કે તેના શિષ્યે શ્રીમતી વિજયાલક્ષ્મીની અખબાર પરિષદમાં અંતરાય નાખવા કરેલા પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા, એટલું જ નહિ એથી તો ઉલટી પ્રતિનિધિ મંડળની બદનામી થઇ, ત્યારે એને જરૂર ભોંઠપ હશે. વિજયાલક્ષ્મીને તો એથી પ્રખ્યાતિ મળી. અખબારો અને રેડિયોએ તેમને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ આપી દીધી. આજ સવારનાં અને સાંજનાં છાપાંઓએ પહેલા પાના પર તેમની તસ્વીરો છાપી હતી. એક અખબારમાં તો વિજયા-લક્ષ્મીની એક મોટી તસ્વીર છાપવામાં આવી હતી, જેમાં શ્રી. અમૃતલાલ શેઠે તેમના કંઠમાં પુષ્પમાળા નાખી હોવાનો દેખાવ હતો. બાજુમાં ખુરશીદખાનની પણ એક નાની તસ્વીર છાપ-વામાં આવી હતી તેની નીચે લખ્યું હતું: "અખબાર પરિષદ-માંથી બહાર ધકેલાયો."

હિંદી લીગ, તેમ જ હિંદની આઝાદી માટેની રાષ્ટ્રીય સમિતિના ઉપક્રમે શ્રીમતી પંડિતે સાન્ફ્રાન્સિસ્કો પરિષદમાં એક ય પેશ કરી એ યાદીમાં હિંદની આઝાદી તાત્કાલિક જાહેર કરવાની માગણી કરવામાં આવી હતી પરિષદ જે સિદ્ધાંતો માટે મળી રહી હતી એમાં હિંદના પ્રશ્ને તેની અગ્નિપરીક્ષા લેવાનું નક્કી કર્યું હતું યાદીમાં જણાવવામાં આવ્યું હતું કે સંયુક્ત રાષ્ટ્રોમાં મહારાજાઓના પ્રતિનિધિઓને સ્થાન મળ્યું હોવાથી હિંદને નૈતિક તેમ જ રાજકીય દૃષ્ટિએ બ્રિટિશ તરફથી જે અન્યાય થતો આવ્યો છે, અને તેથી હિંદને જે ગુલામી દરજ્જો સાંપડ્યો છે, તેમાંથી મુક્તિ મેળવવા માટે તેણે કરેલી માગણીને યોગ્ય જવાબ પરિષદે આપવો જોઇએ આઝાદ હિંદની તાત્કાલિક જાહેરાત કરીને પરિષદે શાહી સરકારને તેની સિદ્ધાંતિક તેમ જ અમલી રાજનીતિનો છેડે લાવવા સમજાવવી જોઇએ શ્રીમતી પંડિતે યાદીમાં બર્મા, ઇન્ડોચાઇના અને ડચ ઇન્ડિઝના લોકોની પણ સાથી અંકુશ નીચેથી મુક્તિ માગી હતી

અને મને હિંદ તરફથી સોંપવામાં આવેલ સંદેશાઓ તમારી સમક્ષ રજૂ કરૂં છું, અને વિનંતિ કરૂં છું કે હમણાં પરિષદમાં એકઠા થયેલા સંયુક્ત રાષ્ટ્રોના સભ્યો સમક્ષ હિંદનો પ્રશ્ન જરૂર મૂકશો.

મને યાદ છે, કે ૩૦મી એપ્રિલે રશિયાના વિદેશ પ્રધાન મ૦ મોલોટોવે મોસ્કોની અખબાર પરિષદમાં કહ્યું હતું કે, સાન્ફ્રાન્સિસ્કોની સંયુક્ત રાષ્ટ્રોની પરિષદમાં હિંદી પ્રતિનિધિ મંડળ પણ આવવાનું છે. હિંદ સ્વતંત્ર રાષ્ટ્ર નથી, પણ સમય આવશે ત્યારે સ્વતંત્ર હિંદનો અવાજ પણ આપણે સાંભળી શકીશું. છતાં બ્રિટિશ સરકારનો મત એવો છે કે હિંદનો યોગ્ય દરજ્જો ન હોવા છતાં તેને પરિષદમાં એક બેઠક આપવી જોઇએ, અને અમે તેને અમારી સંમતિ આપી છે.

ચક્કીમાં પીસાઇ રહ્યા હતા. તેઓએ કહ્યુ. હિંદની આઝાદીનો પ્રશ્ન પરિષદની ચર્ચાઓને કયાંય સ્પર્શતો નથી.

આ પ્રમાણે વિજયાલક્ષ્મી પંડિતે એમના દેશબાંધવો માટે અમેરિકામાં જે કાંઈ કર્યું એ માટે દેશ તેમનો અહેસાનમંદ છે. સંયુક્ત રાષ્ટ્રોની રક્ષણ, આઝાદી અને લોકશાહીની કહેવાતી દંભી વાતો તેઓએ ઉઘાડી પાડી દીધી છે.

વિશ્વની સલામતી પરિષદ સમક્ષ હિંદનો પ્રશ્ન રજુ કરવાનું તેમણે ભરેલું પગલુ પ્રશંસા માગી લ્યે છે. હિંદને સ્વરાજ્ય અને આઝાદી મેળવવાના હક્કની તેમણે કરેલી ઘોષણા આપણાં અર્ધાંની અધિકારિણી છે. અમેરિકામાં તેમનો આવવાનો આશય એક જ હતો. એ આશય પૂરો થયો હતો. સંયુક્ત રાષ્ટ્રો સમક્ષ પોતાનું વક્તવ્ય તેમણે રજૂ કરી દીધું હતું. એ પછી અમેરિકામાં તેઓ જ્યા જ્યાં ફર્યાં, ત્યા ઠેકઠેકાણે એકલે હાથે અવિરત શ્રમપૂર્વક પોતાની લડતનો પ્રચાર કરી દીધો. અમેરિકન પ્રજાને તેમણે હિંદની કંગાલ સ્થિતિનું ચિત્ર બતાવી દીધુ' અને તેની મુક્તિ માટે જનતાની સહાનુભૂતિ જાગ્રત કરી દીધી. એ સમયે હિંદના અગ્રગણ્ય દૈનિક અખબારે ઉલ્લેખ કર્યો કે,

દેશનેતાઓની મુક્તિની સમુચિતતા સમજાવી હતી. પૂછવામાં આવ્યું કે, બ્રિટિશ જો હિંદ પરથી હાથ ઉઠાવી લ્યે તો હિંદને કેવું રાજબંધારણ જોઇએ? તેના જવાબમાં તેમણે કહ્યુ કે, હિંદને લોકશાહીનાં તત્ત્વોવાળી સરકાર જોઇએ છે, કે જેથી હિંદના લોકો મુક્તિનો આનંદ માણી શકશે. આવી લોકશાહી નીચે હિંદ અન્ય આઝાદીચાહક રાષ્ટ્રો સાથે સહકારની ભાવના જન્માવી શકશે અને નૂતન સુખી અને ભયહીન જગતને અસ્તિત્વમાં લાવી શકશે.

અમેરિકાના એક અખબારે શ્રીમતી વિજયાલક્ષ્મીનુ સુંદર ચિત્ર દોર્યું છે. સામાન્ય રીતે અમેરિકાવાસીઓના માનસ પર તેમના વ્યક્તિત્વે જે છાપ પાડી એનો અહેવાલ પ્રગટ કરતા એ લખે છે કે, શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત—તેજસ્વી નેત્રો ધરાવતી પ્રતિભાસપન્ન હિંદી સ્ત્રી વિષેનું અમેરિકાવાસીઓનુ કુતૂહલ કેમે કર્યું શમતું નથી. તેઓ એમને "હિંદના પ્રથમ સન્નારી" તરીકે ઓળખવાનું પસંદ કરે છે. જે દઢતા, વિવેક ને સામર્થ્યથી એમણે અમેરિકાભરમાં હિંદ વિષેની સાચી હકીકતો પહોંચાડી દીધી તે જેમ રાષ્ટ્રની સ્વાતંત્ર્ય માટેની એમની ધગશનો પુરાવો છે, તેમ એમની ઉચ્ચ રાજનૈતિક શક્તિઓનો પણ પુરાવો છે.

શ્રીમતી વિજયાલક્ષ્મીનો આ પરિચય ઘણો જ અધુરો છે. અમેરિકાવાસીઓની નજરે એમના વ્યક્તિત્વનાં અન્ય સ્વરૂપો પણ ચડ્યાં છે. એમને ઓળખનારી સ્ત્રીઓને એ જાણે કોઇક લાક્ષણિક અમેરિકન માતા હોય એમ લાગ્યું છે. એમના

ઓળખીતા એક બીજા ભાઈનું કહેવું એવું હતું કે, "સાનમાં સમજી જવાની એમના જેવી અસાધારણ માનસિક શક્તિ મુત્સદ્દીઓમાં પણ બહુ ઓછાને વરી હશે" એમનાં સેક્રેટરી મિસ ઇલિનોર વ્હાઇટ એમ માને છે કે, "શ્રીમતી પંડિતમાં વસ્તુનો મર્મ ગ્રહીને એમાંથી રમૂજ ઉપજાવવાની અદ્ભુત શક્તિ છે, કામ કરવાનું તો એમના જેવાં સાથે જ ફાવે"

તેમ છતાં એક ચોથી વ્યક્તિને આટલું કહેવાનું રહે છે: "એ વાત ખરી કે શ્રીમતી પંડિતમાં આ ગણાવી ગયા તે સર્વ ગુણો છે માતાના, રાજનીતિજ્ઞના, મર્મજ્ઞ ને બીજા બધા, પણ અમેરિકાવાસ દરમ્યાન તો એમના વ્યક્તિત્વમાં જે માતાનો અંશ છે તે જ આગળ પડતો રહ્યો છે" એનું કારણ એ છે, કે હમણાં શ્રીમતી વિજયાલક્ષ્મી અમેરિકામાં પોતાની ત્રણ પુત્રીઓ સાથે દિવસો પસાર કરી રહ્યાં છે

ગ્રીનવીચ ગામની ધારે, વૉશિંગ્ટન સ્કવેરથી ઉપરના ભાગમાં એક ચાર ખંડના આવાસમાં એ રહે છે બીજા છ મહિના એ અમેરિકામાં જ વિતાવશે એમ લાગે છે. આ સંજોગોમાં એમનો માતૃભાવ જ ઉપર તરી આવે છે જ્યાંસુધી હિંદ આઝાદ ન થાય ત્યાંસુધી નહેરુ કુટુંબની પરંપરા પ્રમાણે શ્રીમતી પંડિત જંપીને બેસશે નહિ એ હકીકત છે છતાં એ પોતે જ કહે છે તેમ, "હિંદની આઝાદી એ મારા જીવનનો પ્રમુખ આવેશ છે. પણ મારું ગૌરવ માત્ર સંતાનોને લીધે છે."

શ્રીમતી વિજયાલક્ષ્મી પોતાના મનમાં એવા કોઇ ગુપ્ત કોડ સેવતા નથી કે પોતાની એકાદ પુત્રી પોતાને પગલે પગલે

ચાલે. " મારાં સંતાનો મને નિરાશ કરવાની હદ સુધી સ્વતંત્ર હોય એ ઇષ્ટ છે. " એમ એ દૃઢ નિશ્ચયથી કહે છે. પોતાની પુત્રીઓને અજાણ્યા વાતાવરણ સાથે મેળ બેસાડવાની કળા હસ્તગત થઈ છે. એ વિશે એ ગર્વ ધરી શકે છે. પોતાની પુત્રીઓને એમણે કહી મૂક્યું છે કે, " હું તમારી મિત્ર ને સલાહકાર થવા ઇચ્છું છું, પણ તમારું જીવન તમારું પોતાનું છે. " આના ટેકામાં પોતાના પ્રિય કવિ ખલિલ જિબ્રાનના " વિદાય વેળાએ " નામના પુસ્તકમાંથી એ નીચેની પંક્તિઓ સુદ્ધાં સંભળાવે છેઃ

" તમારાં સંતાનો તે તમારાં નથી; એ તો આત્મબોધને માટે તલસતાં ચૈતન્યનાં સંતાનો છે. "

" તમે એમને તમારો પ્રેમ આપજો. પણ તમારા ખ્યાલો કદી ન આપજો. "

શ્રીમતી વિજયાલક્ષ્મી મિસ ઇલિનોર વ્હાઇટ જેવી સેક્રેટરી મેળવવાની બાબતમા પોતાને બહુ ભાગ્યશાળી માને છે. " જ્હૉન ડે કંપનીવાળા રિચાર્ડ વાલ્શે મને એ બહેન મેળવી આપ્યાં છે. અહીં આવી ત્યારે મને મદદ કરવાને એક પણ સેક્રેટરી નહિ તેથી હું ખૂબ મુંઝાતી. ને મિ વાલ્શને મારે માટે સેક્રેટરી શોધી કાઢવાનું સોંપ્યું. પાછળથી મને ખબર પડી કે એ તો મારે માટે કોઈ ડાહી, ઠરેલ અને આધેડ વયની બાઈની શોધમાં હતા.

પણ મેં એ બધા ગુણો જતા કર્યા છે. હું તો ખૂબ ખૂબ સુખી છું. મિસ વ્હાઇટ લાક્ષણિક અમેરિકન છોકરી છે. એ માત્ર

એમનું જે એક અસાધારણ લક્ષણ એમના મિત્રોને જડી રહ્યું છે, તે એ છે કે એમનાં વ્યક્તિત્વનાં બે વિરોધી રૂપોને જરૂર પ્રમાણે પ્રગટ કરવાની વિરલ આવડત એમનામાં છે. એ જ્યારે રાજનૈતિક કાર્યમાં ગૂંથાયેલાં હોય છે, ત્યારે એના સિવાય જાણે બીજું કશું જ અગત્યનું નથી; એવા ગંભીર ભાવો એમનામાં લાગે છે. પણ ઘરમાં કે મિત્રમંડળમાં રાજકારણના ગાંભીર્યનો ઓળો સુદ્ધાં એ પડવા દેતાં નથી. મિત્રોના એક મેળાવડામાં પુષ્કળ ગમ્મત ને હસાહસ કર્યા પછી થોડા જ વખતમાં ગંભીર મુદ્રાથી નીચે મુજબનું નિવેદન એ કરી શકેલાં:

"મારૂં ચિત્ત હિંદનું જ રટણ કર્યા કરે છે, ને હૃદયની સમીપ વસતા અનેક ને સાથીઓ હમણાં તો રાજદ્વારી કેદીઓ તરીકે કારાવાસમાં દિવસો ગુજારે છે, તે સાંભરી આવે છે. થોડે થોડે કરીને નેતાઓ છૂટવા લાગ્યા છે તેથી મને આનંદ થાય છે. ને મને આશા છે કે થોડા વખતમાં બધા જ છૂટી જશે."

# હિંદમાં

અમેરિકાથી હિંદમા પાછા ફર્યા બાદ શ્રીમતી પંડિતે લડતના સૂત્રો ભેગા કરીને હિંદની આઝાદી માટે લડવા તેને વ્યવસ્થિત કર્યા છે. પરદેશમાં યુદ્ધ કરીને આવ્યા બાદ તેમણે હિંદમાં તરત જ પોતાનુ સેનાપતિ તરીકેનું સ્થાન સહર્ષ સ્વીકારી લીધું છે. ફરીવાર તેમણે યુક્ત પ્રાંતોના ચૂંટણી જગમાં ઝુકાવ્યું, ત્યાંની ધારાસભામા સભ્ય તરીકે ચુંટાઈ આવ્યા, પ્રધાનમંડળમાં જોડાયાં અને આરોગ્ય સરક્ષણનું દફ્તર પણ સંભાળી લીધુ છે. જે યોજનાઓ, ગયે વખતે તેઓ પ્રધાન બનેલાં ત્યારે અમલમાં મૂકી શકયા નહોતા એ યોજનાઓ ફરીવાર પાર પાડવાનુ કામ તેઓએ હાથમા લીધું છે. તેઓએ હમણાં સેક્રેટેરીએટમાં પોતાનુ સ્થાન લીધું છે. ઇતિહાસનુ પુનરાવર્તન થવા લાગ્યુ છે, પણ એ ઇતિહાસ અગાઉના જેવો નહિ હોય, જરૂર એમાં નવાં પરિવર્તનો હશે.

અમેરિકા ખાતે લગભગ તેર મહિનાનો પ્રવાસ કર્યા બાદ ૨૯ મી જાન્યુઆરીના રોજ કરાચી ખાતે તેઓ વિમાન માર્ગે આવી પહોચતા ડ્રીગ રોડ પરના વિમાન મથક પર ડૉ. ચોઇથરામ ગીદવાણી, શ્રી. લાલજી મહેરોત્રા, ડૉ. તારાચદ લાલવાણી અને અન્ય કોંગ્રેસી નેતાઓએ તેમનો સત્કાર કર્યો હતો.

કામમાં હોશિયાર છે, એટલું જ નહિ, લેવી પણ ગમે તેવી છે. મને તો એ બન્ને ગમે છે. પણ મારા કામ સાથે એ તદ્રૂપ બની ગઈ છે એ તો મને સૌથી વિશેષ ગમે છે."

સઘળી સ્ત્રીઓની માફક શ્રી. વિજયાલક્ષ્મીને પણ ખરીદી કરવાનો ઉમંગ વરેલો છે. થોડા વખત પર ફિફ્થ ~ ~ ~ એક સ્ટોરમા એ પેઠા ને પોતાનું ખાતું ખોલવાની ઈચ્છા પ્રદર્શિત કરી. મેનેજરે એમને નામ પૂછ્યું; તે એમણે કહ્યું. મેનેજરે વાંધો ઉઠાવ્યો, "પંડિત એ કાંઈ નામ નથી, એ તો પદવી છે." "તમને કયાથી ખબર?" ઘરાકે સામુ પૂછ્યું. જવાબમા મેનેજરે એક ખાનામાથી પં. જવાહરની આત્મકથા પોતે ફાજલ વખતમાં વાચતો હતો તે કાઢી બતાવી. અને જ્યારે ખબર પડી કે પોતાનું ઘરાક તો એ પુસ્તકના લેખકની બહેન પોતે છે, ત્યારે એ ખૂબ ઉલ્હાસમાં આવી ગયો ને એ વ્યવહારમાથી નામચારિકતા આપમેળે દૂર થઇ."

શ્રી. વિજયાલક્ષ્મી અમેરિકન સ્ત્રીઓની ભાતભાતની હૅટ તરફ તાકી રહે છે. અને એમની સાડી સામે ટીકી રહીને ત્યાંની સ્ત્રીઓ એનો બદલો વાળે છે. કયારેક બંને પક્ષને મૂંઝવણમાં મુકાવાનું થાય છે.

હસતાં હસતાં એ કહે છેઃ " કોઇ કોઇ વાર એકાદ જણી મારી પાસે આવીને પૂછે છે પણ ખરી, કે તમે એ કેવી રીતે પહેરો છો ? હવે ભરવસ્તીમાં તે હું કંઇ એને પહેરી બતાવી શકું ? બને એટલું હુ એને સમજાવુ છું ને ઉપરથી કહું છું, કે સાડી આમ તો ઘણી રાહતભરેલી છે, પણ બસમાં ચઢતાં કે ભીડમાંથી માર્ગ કરતાં એને લીધે ઘણી અગવડ પડે "

અમેરિકન નીગ્રો ( આદિવાસીઓ )ના પ્રશ્નમા શ્રી. વિજયાલક્ષ્મી ઊંડો રસ ધરાવે છે. પોલ રોબસન અને એમનાં પત્ની તેમનાં પરમમિત્ર છે. દક્ષિણના સંસ્થાનોની મુલાકાતે પણ તેમને જવું છે. પણ તે ત્યાની પરિસ્થિતિને નજરે જોવા–એમને વખાણવા કે વખોડવા માટે ઉતાવળે ઉતાવળે ચોપડી લખી કાઢવા નહિ. ગઇ વસંત ઋતુમાં વર્જિનિયાના હૉટ સ્પ્રીંગ્ઝ ખાતે પણ એ ગયા હતા.

તેઓ કહે છે :

" જ્યારે હું વર્જિનિયા ગઈ ત્યારે ગોરા અને રંગીન લોકો માટે જુદી જુદી વેઇટિંગ રૂમો જોઇને હું સ્તબ્ધ બની ગઇ હતી. હિંદમાં ચઢઊતરતી જ્ઞાતિઓ છે, તો પણ આવો ભેદભાવ તો નથી જ." આ પ્રમાણે એમણે પરિસ્થિતિનું વર્ણન કરતાં કહેલું.

વિમાન નિયત થયેલા સમયથી બે કલાક મોડું આવતા તેમના માટે યોજાયેલ કાર્યક્રમમા ફેરફાર કરાયો હતો.

સાંજના કરાચી મ્યુનિસિપલ કોર્પોરેશન તરફથી નાગરિક માનપત્ર આપવાનું હોઈ, કોર્પોરેશનના કમ્પાઉડમાં પ્રચંડ માનવમેદની જમા થઈ હતી. શ્રીમતી વિજયાલક્ષ્મી ત્યાં સાતેક વાગ્યે આવી પહોંચ્યાં હતાં, પણ માઇક ખરાબ થઈ જતા કાર્યક્રમ મુલતવી રાખી રામબાગની જાહેરસભામા માનપત્ર આપવાનું નક્કી કરવામા આવ્યું રામબાગ મેદાનમાં કરાચી જિલ્લા કોંગ્રેસ કમિટિએ તેમનું જાહેર ભાષણ યોજતાં સાંભળવાને પાંત્રીસ હજાર જેટલાં સ્ત્રીપુરુષોનો વિરાટ માનવ સમુદાય ત્યાં એકત્ર થયો હતો સભાના પ્રમુખસ્થાને સ્વામી કૃષ્ણાનંદ બિરાજ્યા હતા. સ્વામી કૃષ્ણાનંદે શ્રીમતી પંડિતનું સ્વાગ કરતા તેમના કાર્યને અંજલિઓ આપી હતી. પ્રાંતિય કોંગ્રેસ સમિતિના પ્રમુખ ડો. ચોઇથરામ ગીદવાણીએ તેમને આવકાર આપતાં શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત અને તેમના આખા કુટુંબની દેશસેવાનો ઉલ્લેખ કર્યો હતો.

ત્યાં હતાં તેમને મળવા હું ત્યાં ગઇ હતી. એ સિવાય મારૂં ત્યાંનું કાર્ય હિંદની સાચી હાલત સમજાવવાનું હતું. હુ ત્યાં ગઇ ત્યારે ત્યાંના લોકો હિંદુસ્તાન વિષે બહુ ઓછું જાણતા હતા અને ત્યાંના ભણેલા લોકો હિંદ વિષે જે કંઇક જાણતા હતા, તે એટલું જ કે હિંદુસ્તાનમાં હિંદુઓ અને મુસ્લીમો ઝઘડે છે, સવર્ણ હિંદુઓ અને અસ્પૃશ્યો ઝઘડે છે; રાજા મહારાજાઓનો પ્રશ્ન તો એવો કઠિન છે કે જેનો નિવેડો લાવવો મુશ્કેલ છે. તેમ જ ત્યાંની સ્ત્રીઓ નિબંધ, હેઈને તેમ જ બીજા વહેમોમાં માને છે, જેથી હિંદુસ્તાન પ્રગતિ સાધી શકતું નથી. અને ત્યાં એકતાની સ્થાપના કરવાનું કાર્ય અશક્ય છે.

મેં ત્યાં રહીને ત્યાંનો અભ્યાસ કર્યો તો જણાયું કે અંગ્રેજોએ ત્યાં ખૂબ જ ઊંડાં મૂળ નાખી દીધાં છે. તેઓના પ્રચારે ત્યાં એવી તો અસર કરી છે કે મારી જેવી એક સ્ત્રીનું આ બધી ગેરસમજુતીઓ દૂર કરવાનું કાર્ય બહુ મુશ્કેલીભર્યું હતું. કારણ કે તેઓને સરકાર તરફથી બધી જાતની સગવડતા કરી આપવામાં આવી હતી.

અમેરિકામાં હિંદની ગણતરી એક દરિદ્ર દેશ તરીકે થતી હતી અને બ્રિટન એમાં વધારો કર્યે જતું હતું. આથી આ બધાને પહોચી વળવા અને અમેરિકાની પ્રજા સમક્ષ હિંદની સાચી હાલત સમજાવવા માટે મેં જાહેરમાં મારાં ભાષણો આપવાનું નક્કી કર્યું. મેં એવી ત્રણચાર સભાઓમાં ભાષણો કર્યા. હું જે કહેવા માગતી હતી તે સારી રીતે રજૂ કરી શકી હતી. મારાં આ ભાષણોના ખબરો લંડન પહોંચતાં ત્યાં ખળ-

ભળાટ મચી ગયો ને મારાં ભાષણોનો પ્રવાસ અટકાવવા તેઓએ ઘણા પ્રયાસો કર્યા; પરંતુ ત્યાં ખાતેના કેટલાક હિંદના હિતેચ્છુઓની મદદથી હું મારો પ્રવાસ જારી રાખી શકી ને હું જે કહેવા ચાહતી હતી તે તેઓ સમક્ષ રજૂ કરી શકી. ”

હિંદની આઝાદીની લડત પર બોલતાં તેમણે જણાવ્યું હતું કે આવનારી લડત એ ફક્ત હિંદની આઝાદી માટેની જ લડત નહિ હોય, પરંતુ તે પર તો બધા એશિયાના દેશોની આઝાદીનો આધાર છે હું જ્યારે હિંદ આવતી હતી તે વેળા મને ઇન્ડોનેશિયનો મળ્યા હતા, અને તેઓએ મને કહ્યું હતું કે તમે અમારા માટે બીજું કંઇ ન કરો તો ભલે પણ અમારી આઝાદીની લડતમા જે હિંદી દળોનો વપરાશ થાય છે તે બંધ કરાવો.

જો આપણે હિંદને આઝાદ નહિ કરી શકીએ તો સમગ્ર એશિયાની જનતા ગુલામીમાં સબડ્યા કરશે. હું તો ઇચ્છું છું કે આપણે આવનારી લડતમાં પાછળ નહિ રહીએ.

એક પ્રશ્નના જવાબમાં તેમણે જણાવ્યું હતું, કે અમેરિકાની પ્રજા ગાંધીજીને એક મહાત્મા તરીકે ઓળખે છે, પણ તેઓ અહિંસાની નીતિને સમજી શકતા નથી તેઓ તો હિંદની આઝાદીને એશિયા સમસ્તની આઝાદી માને છે. તેમણે એમ પણ જણાવ્યું હતું કે, અમેરિકી લોકો હિંદની બાબતોમાં હમણા હમણા સારો જેવો રસ લેવા માંડ્યા છે તેઓ હિંદની ભલાઇ ઇચ્છે છે અમેરિકા સિનેટના કેટલાક સભ્યો એવા પણ છે, કે હિંદી બાબતોમાં સારો જેવો રસ ધરાવે છે, પણ હિંદી

પ્રશ્ન તેમની સમક્ષ આવે છે ત્યારે એક યા બીજા કારણે તેઓ ચૂપ થઈ જાય છે.

બીજા એક પ્રશ્નનો જવાબ વાળતાં તેમણે જણાવ્યું હતું કે, 'શ્રીમતી રૂઝવેલ્ટ હિંદ પ્રત્યે ભારે સહાનુભૂતિ ધરાવે છે. તેમણીનો હિંદ અંગેનો અભ્યાસ હું ધારતી હતી તેના કરતાં પણ વધારે છે. હું ત્યાં ગઈ ત્યારે ત્યાં સૌનું ચિત્ત યુદ્ધ જીતવામાં અને મોટર, ટેલિફોન, લોખંડ અને બીજા ઉદ્યોગોની હડતાલોમાં પરોવાયું હતું અને હડતાલનો પ્રશ્ન તો હજુ પણ ઉભો છે.'

પ્રે. ટ્રુમેન સંબંધી તેમણે જણાવ્યું હતું કે, 'તેમને મેં હિંદ અંગેની નીતિ સંબંધી પ્રશ્નો કર્યા ત્યારે તેમણે મારી પાસે બાર મુદ્દા રજુ કર્યા અને હિંદ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી હતી. મેં તેમને સૂચવ્યું હતું, કે અમેરિકાએ હવે યુદ્ધ જીતેલ હોઇ સાંસ્થાનિક પ્રશ્નનું નિરાકરણ કરવા સત્વર બહાર પડવું જોઈએ.'

એ પછી તેઓ કાનપુર ઉપડી ગયાં હતાં અને ત્યાંના કિવન્સ પાર્કમાં લગભગ એક લાખ શહેરીઓની સભામાં ભાષણ કર્યું હતું.

કાનપુરમાં વિદ્યાર્થીઓએ પણ તેમને સત્કાર્યાં હતાં અને શ્રદ્ધાનંદ પાર્કમાં ભાષણ ગોઠવ્યું હતું. તેમણે ત્યાં પણ એકત્ર થયેલા હજારો નવયુવાન વિદ્યાર્થીઓને સંબોધન કર્યું હતું.

તે પછી અલ્હાબાદમાં જ્યારે તેઓએ પગ મૂક્યો ત્યારે ધારાસભાઓ માટેનો ચૂંટણીજંગ મંડાઇ ચૂક્યો હતો. અગાઉનાં વર્ષોમાં પણ તેમણે ઘણી વાર ચૂંટણી પ્રચારનાં ભાષણો કર્યાં

હતાં અને આ વખતે તો ફરીવાર તેઓએ યુક્ત પ્રાતની ધારા સભા માટે ઉમેદવારી નોંધાવી હતી.

શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે અમેરિકાના પ્રવાસેથી પાછા ફરીને અમેરિકાનો પોતાનો અનુભવ કહી સંભળાવ્યો છે તે પરથી જણાય છે, કે અમેરિકામાં હિંદ વિરુદ્ધ પ્રચાર થઈ રહ્યો છે. અને હિંદના કેવા અને કયા સમાચાર છાપવા તે વિષે પણ અમેરિકાનાં પત્રો અને બ્રિટિશ સરકાર વચ્ચે ગોઠવણ થએલી છે. આવો પ્રચાર વર્ષો થયાં ચાલી રહ્યો છે. તેમણે જણાવ્યું, કે હિંદની સ્વાતંત્ર્ય માટેની લડત પ્રત્યે અમેરિકાની સહાનુભૂતિ છે, પણ હિંદને ખાતર અમેરિકા ઈંગ્લાંડ સાથે ઝઘડવા તૈયાર નથી. હિંદની સાચી સ્થિતિ રજૂ કરવા માટે અમેરિકામાં પ્રકાશન ખાતું ખોલવાનો તેમણે આગ્રહ કર્યો છે.

વિજયાલક્ષ્મી હિંદનું સાચુ ચિત્ર ત્યાંની જનતાના માનસમા ઉતારી આવ્યાં છે એટલે બ્રિટિશ પ્રચારની કાંઈ અસર થવાની નથી. સંપૂર્ણ સ્વરાજ ન મળે ત્યાં સુધી કોંગ્રેસની લડત અટકવાની નથી, એ આઝાદી લઈને જ વિરમશે. શ્રીમતી વિજયાલક્ષ્મીનો પણ એવો જ નિર્ધાર છે એટલે કોંગ્રેસના અણનમ યોદ્ધાની જેમ તેઓ એક પછી એક લડતમા ઝુકાવ્યે જાય છે. એ માટે એમને જરાય થાક લાગતો નથી, તેઓ જરાય હતોત્સાહ થતાં નથી. તેમની પુત્રીઓએ પણ હિંદની આઝાદીનો પ્રશ્ન ઉપાડી લીધો છે. તાજા ખબર જણાવે છે કે તેમનાં સૌથી મોટાં પુત્રી ચંદ્રલેખા લખનૌના 'નેશનલ હેરાલ્ડ' અખબારમાં સહતંત્રી તરીકે જોડાયા છે. રાષ્ટ્રીય જાગૃતિના એમના ધ્યેયની પશ્ચાદ્ભૂમિનું આમ ઘડતર થતું આવે છે.

હવે તો દેશમા રાષ્ટ્રીય સરકારની સ્થાપના થઇ ચૂકી છે. હિંદ આઝાદીની અતિનિકટ આવી ઊભું છે. પંડિત જવાહરલાલ આજે એ નવી આઝાદ સરકારના વડા પ્રધાન તરીકે દેશની આબાદીના ઉપાયો યોજવાની અને આંતરરાષ્ટ્રીય સમાન ભૂમિકાના સંબંધો સ્થાપવાની યોજનાઓનો અમલ કરી રહ્યા છે અને પ્રાંતેપ્રાંતના ચુનંદા દેશનેતાઓએ દેશના વહીવટી તંત્રની લગામ હાથ લીધી છે. એવે વખતે યુરોપમાં આંતરરાષ્ટ્રીય શાંતિ સમિતિ મળે છે. તેમા આપણાં ચરિત્રનાયિકા શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતને એ પરિષદમાં હિંદનાં પ્રતિનિધિ તરીકે મોકલવાનું નક્કી થઇ ગયું છે. એટલે દુનિયાના દેશોની આ પરિષદમા આપણા રાષ્ટ્રનાં લોકપ્રતિનિધિ તરીકે શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત હિંદના લોકોનો અવાજ રજૂ કરશે—અમેરિકામાં તેમણે જેમ હિંદના લોકમતનો પડઘો પાડયો હતો તેમ અહીં પણ એનો કેસ રજૂ કરશે એ વાત નિર્વિવાદ

આમ આપણા રાષ્ટ્રનાં એક મહિલા વિભૂતિની આ જીવન-ઝરમર ભવિષ્યમા વધુ ઉજ્જવળ જનતાને પ્રેરક અને વિશેષ દેશહિતૈષી કામોમાં નિત્ય તત્પર રહો એવી વાંચ્છનાપૂર્વક લેખિની વિરમે છે.

સમાપ્ત

